# પાઉનાર ચાહુદન.

રચનાર

**જીજીભાઈ ખ. કાપડયા માસતર.**

તે

પરશીઅન તેલ્સ, બાદ સાહેબ, અમીર બચ્ચો,
બોદાઈ લાકડાનો અવાજ હોય કે ?, પેરેબોલુ
પંચી, રમુજ સંગ્રહ, ખબરદાર, વગેરે બીજાં
ઘણાંક અંગ્રેજી તથા ગુજરાતી શાળો
પયોગી પુસ્તકો લખનાર.



ANGLO-PERSIAN
PRESS.
1891.

કીંમત ૧ રૂપીઓ.

મુંબઇ મધે તા૰ ૨૫ એપ્રીલ ૧૮૯૧ ની બપોરે
રાજાબાઇ તાવર જોવા જતાં કેટલાક ચંડાળ દોજખી
જીવડાઓથી પોતાની પાક દામાન જાળવવા
ખાતર પોતાના પ્યારા જીવનો ભોગ આપી
પારસી ટોળાની કીર્તીમાં જીઆદતી કરી
આપનાર બેહેસ્તનશીન બાનુઓ

**બચુબાઈ** તથા **પીરોજબાઈનાં**

અકાળ મરણની યાદને
આ નાનો અને દરેક બાનુએ
નકળ કરવાજોગ કીસ્સો
પુરતાં માનસાથ
અર્પણ
કર્યો
છે.

# ૪૬૪૫



# પાક દામાન યાહુદન.



## પ્રકરણ ૧ લું.

ઇસ્વીસન ૧૩ મા સદીકાનાં એક સાલના શિયાળાની સાંજરે એક યાહુદી વેપારી પોતાનાં ઘરમાંજ રાખેલી આફિસવાલા ઓરડામાં હિસાબ ગણતો એક ખુરસી ઉપર બેઠો હતો. તેની નજર તેની સનમુખ ઉભેલા એક જુવાન શખસ ઉપર હતી; જે એક પેટી ઉપર પડેલા સોનાના સિક્કાઓનો ઢગ ત્રાજવાંમાં જોખતો હતો.

'શું ધારયું ભત્રિજા,' યાહુદી બોલ્યો, 'આપણા આ ઉદ્યોગી શેહેરમાં તોફાન આજ તકે પોતાના પાંઉ ઉપર તઇયાર થતું નથી? શું આપણા ઘરમાં આપણો દુશમન શાહજાદો એદઉઅર્દ પોતાની સાથ પોપના વકીલ, આપણાં લિન્કન પ્રાંતના અમીર અને તેમના પોતા જેવા લાલચુ રસાલા લઇને આવે, અને આપણને કાંઈ હરકત ન થાય એવું તું ધારે છે?'

'બની તો શકે, પણ તેવો સંભવ જણાતો હોય એવું લાગતું નથી' બત્રિજો બોલ્યો. 'આજ સવારે નદી કીનારેની મીરઝા ડાકેણને હું મળ્યો હતો, અને તેણીએ મને આ આગાહી આપી હતી કે—'

આ સાંભળતાંજ પેલો યાહુદી જે તે વખતનાં વેહેમી લોકોના વિચારથી તદન ઉલટોજ હતો તે તેને અટકાવી બોલ્યો, 'મીરઝા, તોબા! વળી મીરઝા, બસ હવે તેણીની સઘળી આગાહીથી મને વધારે તોબા ના કર! જેસ્તા, મારા બત્રિજન, તે ડાકણના કરતાં મારી ચપળ બુદ્ધિ કાંઇ મને અધિકાધિક નવી ચેતવણીઓ દરરોજ આપતી જાય છે. મારૂં મન દ્રઢ સ્વભાવ ધરાવે છે, માટે મીરઝાના ઠાળા આગાહીરૂપી બકારાની હું થોડી દરકાર કરવામાં લાવીશ. તું કેવળ જુવાન છે, પણ હું તો અરબસ્થાન વગેરે મુલકોમાં પ્રવાશ કરી ત્યાંના જાબજા ભાગોમાં ફરી જાદુઈ હુન્નરો અનેક પ્રકારના જોવામાં લાવ્યો છું કે જેની રૂબરૂ મુકતાં મીરઝાંનો તમામ હુન્નર કુછ બિસાદે પોતાની પાયદારી ધરાવી શકે નહિ. મીરઝા? મીરઝા તો એક સાધારણ ઓરત છે. પણ આ તે શો સબબ તું સમજતો હશે કે મીરઝા તારા તરફ એટલી લાભકારક કા-

ળજી ચલાવવામાં મથેલી રહે છે? તારે તેણીના બા-
બમાં ખુબ સાવધ રહેવું જોઈએ, નહિ તો કે તેણી
તને પોતાનો ડાકણો કરી મુકે એમાં લગારે શક
જેવું નથી, મારા ભત્રિજા.'

આ સખુન સાંભળતાંજ ભત્રિજો કચવાતો
જણાયો. તેણે હસવાની તજવીજ કરી. તે કોઈ વિ-
ચિત્ર દેખાવનો ૨૦ ઊનાળા ખાધેલો જુવાન્યો
હતો. તે કહે તું કહે ગોયા કોઈ વેહેંત્યું આદમી
હતું. તેની છાટીનું હાડકું બહાર નિકળી આવેલું
હતું, જેથી તે બેડોળ દેખાતો હતો. તેનો ચેહેરો
ફિકો મારી ગયલો હતો, જે ઉપરથી કોઇ પણ
તેને વિષે આમ કહી શકે કે તે શરીરે દુખી તો
ખરો પણ કોઇ જંજાલનો કીડો તેનાં મનને પણ
કરડી કરડી તેને અસ્વસ્થ હાલતમાં સદા રાખતો
હતો. તેનો પોષાક—યાહુદીનો જબ્બો, તે ઉપર પટો,
બંધ, અને પગે સપાટ, જે નગોમાં બહાર જતી
આવતી વેળા યાહુદી લોકો લાંબી ટોચ સાથની
પીળા રંગની પાગડીનો ખાસ વધારો થતો હતો.—
તે વેપારી અને તેનો ભત્રીજો પાછા કામમાં રોકાયા

'આ પ્રાંતના માયરે (પાદરી) એક અઠવા-
ડયાંના અરસામાં ૫૦) ઝેકીન જેવી એક મોટી
રકમ આપણુ ઉપર મોકલી નહિ વારૂં?' જોસીફસ

વેપારીએ પુછયું. તેના જવાબમાં તેના ભત્રીજાએ હા નો જવાબ આપ્યો, અને કહ્યું "અને તેના બદલામાં તેજ વખત તેના ઘોડા માટે ખોગીર વગેરે સામાન તેને પોંહોંચાડયો હતો."

'ખરી વાત, તારૂં કહેવું રાસ્ત છે,' વેપારી બોલ્યો, 'પણ મને તો તાજુબી મોટી લાગે છે કે આ પ્રાયર જે એક વેળા ઘણો ગરીબી અવસ્થામાં હતો તે એટલી મોટી રકમનાં નાણાં કયાંથી મેળવવા પામ્યો હશે, અને એનાજ જેવા અને એનેજ લગતા બીજા બે સવાલોની બહાર ચરચા ચાલે છે કે–લાર્ડ હયુ જ્યારે પવિત્ર લડાઇમાં ગયો ત્યારે પોતાની બાયડી તથા બાળક જે ભલા શ્રવણગુરૂ હસ્તક મુકી ગયો હતો, તે શ્રવણગુરૂ કયાં છે?–અને જ્યારે લેદી હેલન (લાર્ડ હયુની સ્ત્રી) મરણ પામી ત્યારે પોતાનાં બાળક માટે જે દોલત શ્રવણગુરૂ હસ્તક મુકી ગઇ, તે દોલતનું શું થયું?'

તે યાહુદી પોતાની દાઢીના બાળ સાફ કરતો એ બાબદો વિષે મનમાં વિચારનું ટોલ કરતો હતો. મજકુર બાબદો સાથ પ્રાયરની દોલતમાં એકાએક થયલો વધારો તેના મન ઉપર તરેહવાર વિચારો ઉત્પન કરતો હતો.

"'ત્યારે શું લેદી હેલનની મિલ્કત પાદશાહનાં નામમાં લીનકનના અમીરે પોતાને હસ્તક નહિ લીધી કે?' જેસ્તાએ પુછયું.

જોસીનસે જવાબ દીધો, 'તે માંહેલો મોટો ભાગ તેના હાથમાં ગયો, પણ, જ્યારે હેલન છેલ્લી સીક પડી ત્યારે પોતાથી બનતું સઘળું તેણીએ મને આપ્યું; તે મધે તેણીનાં કિમ્મતી ઘરેણાં અને પોતાની હવેલીનું સઉથી સરસ ફરનીચર હતાં કે જેના અવેજમાં મારી તરફથી સોનાના સિક્કાની કાંઇ જેવી તેવી રકમ તેણીને ન મલી હતી. તે સાથ શ્રવણગુરૂએ તેણીનો મેહેલ અને તે મધેનાં બીજાં રાચરચીલાં વેચી ઉપજાવેલી રકમ વિષે લગારે ન બોલતાં મેં આપેલી મોટી રકમનું શું થયું?'

જેસ્તા બોલ્યો, 'કેટલાક એવું કહે છે કે એ બાબદ વિષે પેલો પ્રાયર આ મુજબનો ખુલાસો આપી કહે છે કે શ્રવણગુરૂ પોતાની સાથ પોતે ખાસ સંભાળથી ઉછારેલાં બાળકને લઇને ઇકાનો ખાતે આવ્યો હતો. તે વેળાએ તેની સાથ સિક્કાઓની એક સંદુક હતી. તે સંદુક લઈ લોર્ડ હયુના શોધમાં જાત્રાળુ તરીકે પેલેસ્તાઇન જવા નિકળ્યો. વળી તે પ્રાયર એવું ડોળ ધારણ કરી સમજાવવા માંગે છે કે તે શ્રવણગુરૂ ઇયાતો આપણા પ્રાંતની સરહદ ઉપ-

રનું દમદમ ઓળંગી જતાં મરણ પામ્યો છે, કયા-તો લુટ ખાતર તેનું ખુણ થયું છે. ગમે તે હોવ, પણ માયર પોતે પણ એવું કહેવાની હિમ્મત કરતો નથી કે પોતાના રક્ષણ તળે સોંપેલાં બાળક તરફ શ્રવણગુરૂ દગો કરી શકે એવો હતો."

'મને ખબર છે કે તે એ રીતે ખુલાસો કરે છે;' વેપારી બોલ્યો, 'પણ એ ખુલાસો શું સચ્ચ-ઇથી ભરેલો છે? ઘડીભર કબુલ કરોએ કે શ્રવણ-ગુરૂ પોતાના મુરંબીના શોધમાં પેલેસ્તાઇન જવા નિકળ્યો, પણ તેને ગયાને આજે પાંચ વરશ થયાં છે—એટલે એમબી ધારીયે કે દેશાવર ખાતે પર-લોકમાં તે મરણ પામ્યો; તોપણ પેલો બીજો સવા-લ ભેદના પંરદા નીચે ગોટાં ખાતો રહી જાય છે. ઇકાનોનો પ્રાયર જણાવે છે કે બાળકનો આધાર તેની બક્ષેશ ઉપર રહયો છે—તે શી રીતે? શું શ્રવ-ણગુરૂ પોતાની સાથ સિક્કાની સંદુક પણ લેતો ગયો? એ હરગેઝ થઇ બને અવું નથી! મવાશ મં-જળમાં ચોરો—પિંડારા—લુટારા—ગળાં ફાંસું વગેરેના જોખમ થોડા હોતો નથી કે તે જેવો બાહોશ ગ્રહ-સ્થ તે સમજ્યા વગર પોતા સાથ જરનો જોખમ લઇ તેટલાં સંકટમાં જીઆદતી કરે; પણ આ ભારે સંકા ઉત્પન કરવા જોગ છે કે પેલો પ્રાયર જે કાંઇ

કરે છે, તે માટેની જોગવાઇ તે ક્યાંથી કરતો હશે. તેને નાણાં સંબંધી ગુચવાડો તો છેજ નહિ. અને- જેટલી સેહેલાઇથી હું તે મેળવું છું તેટલીજ સેહે- લાઇ તેને લાગે છે. મારે માટે તો લોકો એવું વિ- ચારે છે કે મારૂં ઘર સોનાની ખાણ ઉપર બાં- ધેલું છે.'

આટલી વાતચીતના દરમ્યાનમાં જેસ્તાએ પોતાના હાથમાંનું સિક્કા જોખવાનું કામ પુરૂં કીધું, જ્યારે પેલા વેપારીએ પાછું બોલવા ઉપર પોતાની તેજ ઝબાન ચલાવી.

'મને યાદ છે કે આજ સાત વરસની વાત ઉપર મારી બેટી જુદીથની ૧૫ મી સાલગરી હતી અને તેજ મુબારક દિવસ લેદી હેલન સાથ લાર્દ હયુંના લગનનો પણ હતો. તે વખત પેહેલાં મને સરકાર દરબારમાં લોકો સાથ અતિશય લેવડદેવડ ચાલતી હતી. ત્યાં હું મોટે વ્યાજે નાણાની રકમ ઉછીકી આપતો હતો. લાર્દ હયુ પાદશાહ ત્રીજા હેન્રીનો માનીતો હતો; અને પાદશાહને નાણાની જોગવાઈ કરી આપવા તે જગેજગ ફરતો હતો. એવા અેક પ્રસંગે તે મારા ઘર આવ્યો; અને અમો વચ્ચે મિત્રાચારી બંધાઇ. તે દોસ્તીની રૂહે તેણે ઘણીક સંકટ વેળા મને બચાવી લીધો છે. તેણે મને

કોઇ દિવસ ઇજા કે નુકસાન કરયાં નથી; અને જોકે જાતે તો હું યાહુદી છું, પણ એવી ખોદા આગળ મીન્નત ગુઝારી કરૂં છું કે તે આપણા આ દેશ તરફ તે દાદગર દાવરની બક્ષેસથી જલદી સહીસલામત પાછો ફરે. આ દેશના સઘળા અંગ્રેજોમાં તેજ એક બુતપરસ્ત છે કે જેને મેં મારાં જીગરમાં મુકામ કરી આપ્યું છે. એક દિવસ—હા, તે લાર્ડ હયુના લગનનો દિવસ હતો જે ઘણા જનોને મનસે નેહેસ્ત દિવસ હતો જ્યારે તે લાર્ડ હયુએ મુસલમાન લોકો સાથ લડવાને પેલેસ્તાઇન જવાનો પોતાનો ઇરાદો જાહેર કીધો. આ ઠરાવ સાંભળી લેદી હેલન ઘણી દુખી થઇ. લડાઇ ઉપર ઉપડી જનારાઓનું સરઘસ પસાર થતાં કરનાએ ૦તથા પીપોરી વગેરેના અવાજો સાંભળી લેદી હેલન બે ચાર વેળા બેશુદ્ધ થઈ.'

'પણ એ વાતની થોડુંક અગાઉ,' વેપારીએ બોલવાનું ચાલુ રાખ્યું, 'જ્યારે સાધુ અને છોકરાંઓની ગાયનરૂપી બંદગીના અવાજથી દેવળ ગાજી રહયું હતું ત્યારે લેદી હેલનના પગની નજદીક સંગેમરમરની જમીન ઉપર એક મોટું વાગળું આવીને પડયું. અને પોપના નિયમ પ્રમાણે બહાર મુલ્લાંનો ઢંઢેરો પીટાતો હતો, તે વેળાએ એક મર-

ગ્રુતોલ ધ્રુવડ દરવાજા આગળ ફીકીયારી પાડી ર-હયું હતું. સહવાર ઘણી રળીઆમણી ગઈ હતી, પણ જ્યારે બિશપે (પાદરીએ) સોનેરી બાંધણીની ભણવાની ચોપડી ભક્તિ કરવાની જગા ઉપર ક્રિયા ખાતર ઉંચાડી ત્યારે આખી ઇમારત ગોયા રેતી ઉપર બાંધેલી હોય તેમ ગગડાત અને ગાજવીજના ઢબકારાથી ધ્રુજી રહી· આવી જાતના ભયંકાર ઢબ-કારાનો મને કોઇ દિવસ અનુભવ થયલો ન હતો. ગગડાટ સાથ જે વિજળીનો ચમકારો લાગો તે તો સત્યાનાસની અને ખાણાખરાબીની નિશાણુ હતી. એ સઘળો ઘોગાટ અને દેખાવ એકજ વાદ-ળું જે જમીન ઉપર ઘસડાતું દેખાતું હતું, તેનોજ હતો. તે વાદળુ પેહેલ વેહેલાંતો નાનું હતું પણ મા-ત્ર ૧૫ મીનીતના અડસતામાં વધીને બહુ મોટુ થયું હતું. આવાં ચિન્હ દેખાડયા પછી તે ફાટીને બે કકડામાં વેહેંચાયું એટલે સુર્યનું ગ્રહણ થયું. એ બનાવ બાએ પેલી નદી કીનારે રેહેતી મીરઝાં ઉપર થપકાનું વાદળ આવ્યું. જાદુઈ વિશ્વાથી એ સઘગો દેખાવ માલુમ પડયો હતો, અને મીરઝાં ડા-કેણુ પોતાનો જીવ ખોવાના અંત ઉપર આવી ગઇ.'

"પણ આવા જાહેર તાંકણાં વેળા તમે દેવળ આગળ દેખાવ દેવાની હિમ્મત ચલાવી શકયાકે?" જેરતાએ પુછ્યું.

'હાં, એમ કરતાં, મારી જીંદગીને ધોકો પો-કો પુગવાનો હતો' જોસીનસે જવાબ દીધો, "તે-મ કરતાં અલબતાં મારા અસબાબ વગેરે ખોવાની ધાસ્તી તો ખરીજ હતી; તોપણ હું ત્યાં ગયો; એ-ટલુંજ નહિ પણ દેવલમાં બનવાની લગન ક્રિયા અને વિશેષ કરીને નેઝેરીન ઉમરાવની પુંજીની ખ-બર જાણુવાને છેક માંહેલા ભાગમાં પેવસ થયો."

'કાકા,' જેસ્તા બોલ્યો, 'મારી પિત્રાઇ તે વેળા બેહાલ માંદી ન હતી?'

'બેહાલ નહિ,' વેપારીએ જવાબ દીધો, 'પણ મંદવાડનો હુમલો સખત હતો; અને તેણી-નો રોગ એવો હતો કે દેશમાંનો સઉથી હુશિયાર છાલાપાલાનો વૈદ તે પારખી ઇયા તેનું સફા કરી શકયો નહિ. તેણી મોટો ભાગ તો બેશુદ્ધ હાલતે પડી રહેતી હતી; કદાચ કોઇ વખત છુટું છવાયું અગાસું ખાતો હતી. તોબાહ!. તોબાહ! તેણીના એ મંદવાડની યાદ મને કોઇ આપે નહિ તો ઠીક; કારણ કે તે યાદ કરતાં મારાં દિલે દુખ લાગી આ-વે છે.'

'તમને તેણીના રોગની ખાસયત કે કારણ-નો પટો મળી શકયોજ નહિ, કેમ વારૂં?' જેસ્તા-એ પુછયું.

આ પળે કોઇએ દરવાજો ઠોકયો જેથી જેસ્તાના સવાલનો જવાબ મળતો અટકયો.

—(o)—

## પ્રકરણ ૨ જું.

જેસ્તાએ દરવાજો ઉંઘાડયો. તેણે ઈકાનો શેહેરના પ્રાયરને તથા લિન્કનના અમીરને ઘરમાં દાખલ કીધા. તે પ્રાયરના હાથ હેઠળ શેહેરમાં જમાવ થતા ઘણાક લાલચુ પાદરીઓની એક મોટી સંખ્યા હતી. પોતે એક આપમતલબીઓ પુરૂષ હતો—અને રાજમાં ચાલતાં મસતી તોફાન ચલાવનારા બદમાશોનો હિમાયતી હતો. અમીરનો તે મુરંબી અને જામીન થવાની અભિમાની દેખાડતો હતો. તે અમીર વારંવાર પોપ અને ધરમના વડાઓ સાથ ગુચવાડામાં આવી જતો હતો જેમાંથી મજકુર પ્રાયર પોતાની તરેહવજન અને હિકમતથી તેને બચાવી લેતો હતો—એટલે તે પોપનો અને તેના જાસુસોનો બિશ્વાસુ બન્યો હતો.

અમીરનાં બળનો સુમાર આટલાજ ઉપરથી સિદ્ધ થઇ શકે કે તે ૨૦૦) લાર્દ લોકોનો ટાલુકો ધરાવતો હતો. તે પોતાની જીંદગી બુરાં કરતુક અને બદ દયાનતમાં ગુજારતો હતો, અને તે કાળમાં ગુજરતી બદકારીમાં ઉકમાઇ મેળવતો જણાતો હતો.

લોકો ઉપર ગેરઈનસાફ ગુજારી મેળવેલો પૈસો તે ઉડાઉપણે સપાટાબંધ ઉરાડી નાખતો હતો. પોતાની આવક જાવકના સુમારનું તે મુદલ ભાન રાખતો ન હતો. ઘરખટલામાં તે પોતાની સાથ એક આખી ફોજ રાખતો હતો; તથા જાતે કોઈ મોટો ઝનુની માણસ હતો, અને જ્યાં તે પગ મુકતો ત્યાં લિનકોનીઅનો પોતા ઉપર કોઇ આફતની વકી આવેલી સમજતા હતા; એટલા જુલમી દારથી તે તેમની ઉપર હાકમઇ ચલાવતો હતો.

'રે યાહુદી, લાવ તો એક રેહેનીશ ગ્લાસ,' અમીરે આવતાંને વાર એક બાંક ઉપર બેસતાં કહ્યું; અને તેનો એક ગોટ ઓત્યા પછી તે બોલ્યો,–

'તું તો એક શેહેનશાહ છે, યાહુદી, કે આવા આવા શરાબ તારી પાસ રાખે છે! તારા આ ગોફામાં મારાં માણસો તો રમખાન મચાવ્યા વગર રહે નહિ–હા–હા–હા–વારૂં પેલા તીરના ભાથરા જે તું મને આણી આપવાનો હતો તે કયાં છે. મારા તીરન્દાઝોને તે વગર બહુ અડચણ પડે છે, અને જો તે ભાથરા ચિવટ અને મુલાઇમ ન હશે તો–ફ્રાન્સ ! સાધુ સેન્ત દેનીસના સોગંદ લઇ કહું છું કે, તને મારા કિલ્લામાં લઇ જઇ સુલીએ ચહડાવીશ.' ત્રીજો ગોત ઓટાયો એટલે તેના હાથમાં

આપેલા બાટલાનું તળિયું આવી ગયું જ્યાર પછી તરેહવાર સોગંદ લેવાનો બકારો ચાલુ થયો.

આ તેની હાલત જોઈ જોસીનસ મનસે બોલ્યો, 'આ તે ખ્રિસ્તી ઉમરાવ–શું એના ઢંગ–કેવો ખુબખ–કેવો લોહીનો પ્યાસો-અને વળી અમારી બુલંદ ધર્મી કોમનો ધિક્કાર કરે છે!'

"એ ઇશ્વર નિંદા કરનારા જુદી જુદી તોખમે પેદા થયલા નીચ કુતરા!" અમીર બોલ્યો, 'તેં મારો સ્વભાવ બગાડયો છે; પણ જાતે હું રાંક ખવાસ ધરાઉં છું છતાં હું ગુસ્સે બની શકું છું. મેં તારી પાસ રૂ. ૧૪૦૦ મંગાવ્યા તે ના પાડવાની તેં તાકાત ચલાવી? તું જોતો નથી મારા બદમાશો પગારને માટે•કેવા બુમ પાડી રહયા છે? નાણું ધીરે છે કે તારૂં ઘરબાર મારાં માણસો પાસ લુટાવા માંગે છે?"

'થોડું બોલો,' વેપારીએ કહ્યું, 'એટલે હું તમને જવાબ આપું હું કાંઈબી બીજું વધારે નાણું આપું. તે પેહેલાં આગળી રકમનો હિસાબ મને મળવો જોઇએ. આ પેટીની અંદર તમારા આગલાં ખત છે અને તેને પેટીમાં તપાસી રાખવાના ભાડાં જેટલુંબી તેનું ઉપજે એવું નથી; સબબ, તમારા દેશનો કાયદો તો મને નાણાં વસુલ કરવાને

તમારી જાગીરી ઉપર હુકમ નામું કરી આપે પણ
તમે મને તે હુકમ નામું બજાવા દેવો એવું હરગેઝ
થઈ બને નહિં–તે કરતાં વળી ગંધાતાં, તમારાં ગં-
ધાતાં કાગજીઆં–કોણ જાણે–ઉંદરના ખાધામાં
આવે કે નહિં.'

'સેંત દેનીસના સોગંદ લઈ કહું છું,' અમીર
બોલ્યો, 'રે યાહુદી, કુતરીના પેટના, જાણકે જ્યા-
રે એમજ છે કે મારાં ખત તને કાંઇ ફાયદો કરે
એવાં નથી તો તને હવે બીજાં શેનાં મળે! તું મ-
ને ગુસ્સે કરે તો યાદ રાખજે કે મારા કિલ્લામાં
લઈ જઇ તારા વરૂના જેવા દાંત તારાં જડબાંમાંથી
ઉખેડાવીશ અને તેજ વડે તે મારાં તમામ કાગજી-
આં છોડવીશ. હા–હા–યાહુદી કુતરાના મુડદાંનો
એકેક દાંત હજારો સિક્કાનો અવેજ જેટલો ગણી
તેને એટલો બધો કિમ્મતી કરવો! હા–હા–કુતરા,
તને સારૂં વ્યાજ હું આપીશ! હા–હા–અને એ
રીતે હું મારાં ખતને છોડવીશ!'

આ સખુન સાંભળતાંજ યાહુદીના પગે આં-
કરાં ચઢવા લાગાં અને તેથી તે કુદકો મારી ઉઠી
બોલ્યો, 'મારી પાસ જે કાંઇ છે તે મારૂં પોતાનું
છે. અને તે હું નુકસાન ખમી કોઇને આપવાનો
નથી. મારા કેટલાક જાતીલાઓ ઉપર તું ઘણો

બેઇન્સાંફ ગુજારે છે. તેઓ માંહેલા કેટલાંક તારાં કેદખાણામાં હાલ પિડાય છે; અને જ્યારે મારીજ દોલતના ભોગે તારી પાસથી મારી સલામતી વેચાતી લઉંછું તે જો ખપી જાયતો પછી પેલાં પિડાતાં જાતીલાઓના જેવા મારા હાલ જોઇ લેવા.'

'સંભાળમાં રેહેજે તારી, રે પાખંડી કુફ્ર,' અમીર ચીડ ચઢાવી બોલ્યો, 'આ તારી સખુન પર્વરી માટે તારી હું બરાબર ખબર લઇશ! આવતી વદ થતાં તારી તીજોરીમાં એક સિક્કો કે કાંઇ સામાન બાકી રહેલો જોવા તું પામનાર નથી.'

'એ વેપારી ભુલી જાય છે,' પ્રાયર બોલ્યો, 'કે પાદશાહ એક યાહુદીને તેની મરજી પડે તેમ ખ્રિસ્તીની મેહેતલ વધારી આપે છે. તમારાજ ખેતાબની દસ્તુરી ઉપર એણે તમને નાણાં ધરેણે આપ્યાં છે તે કદાચ ખાતરી પુર્વક નહિ હશે તો એ શું કરવાનો છે.'

'પ્રાયર, હું જાણું છું કે તેનો મને ભરુસો નથી,' જોસીનસ વચ્ચે બોલી ઉઠયો. 'ઇંગ્લાન્દમાં પ્રમાણીક વેપાર ચાલવા જેવું કાંઇ નથી. પણ તેને બનતાં સુધી સલામતી ઉપર હું મુકી શકશ. આ શેહેરના યાહુદીઓના હાલમાં અમીર સાથનાં બધાં કન્ત્રાક્ત મુકીશ અને ત્યાંના અમારા અમલદારો

આગળ મારો કજીઓ ચલાવીશ. હું તો ઇન્સાફજ માંગશ, અને યાહુદી કાયદા મુજબજ કોઇને પણ નાણા ઉછીકા આપીશ; અને હા, તેમ કરતાં મને નુકસાણ જાયતો તે હું મુગે મોઢે ખમીશ.'

'હેન્રીસ વીરના સોગંદથી કહું છું, રે યાહુદી કુતરા,' અમીર બોલ્યો, 'તને મારાં બંદીખાણામાં નાખી ડુક્કરનું માસ જમાડીશ; અને ત્યાં જ તારૂં ખુન રેડાવીશ. તને યાહુદીઓની દરબારમાં જવાબ કોણ દેશે. સાવચેત રહે, કુતરા, અને આજ પલથી તું મને પોતાનો દુશમન સમજ.'

' વેપારી ભુલી જાય છે,' પ્રાયર બોલ્યો, 'કે એ આપણા સપાટામાં આવેલો છે અને તેટલા-માટે આપણ બંધેને મોટો બદલો આપવાને તે બંધાયલો છે. એક વેળા એણે પોતાનાં નેહેસ્ત કદમથી આપણું પવિત્ર દેવળ અપવિત્ર કરયું છે, અને બીજી વખત હાલ પેલેસ્તાઇન ગયલા ઉમરાવને પોતાની ભાઇબંધીમાં તથા એક યાહુદન ઉપર તેનું જીગર જીતી લેવાને જાદુ ચલાવ્યું છે—જે બંધે ગુનાહમાટે ગુનેહગારી દાખલ એની મિલ્કત આપણી જપ્તીમાં આપી દેવાને તે લાયક થઇ ચુકો છે.'

'રે જુઠા પાદરી!' વેપારી બડબડયો.

'વળી મારા હવાલામાં સોપેલું બાલક, હયુ,

પ્રાયર બોલ્યો, 'અંધારૂં થયા પછી આ ઘરને લગ
તા બાગના દરવાજામાંથી ચોરી છુપીથી બહાર નિ-
કળ્યું તે વિષે વધારે ખબર કે નીશાણ મારા સાં-
ભળ્યામાં આવ્યો છે એ હું ચોકસ કહી શકતો નથી.
પણ યાદ રાખજે, જોસીનસ, કે તારી જાતવાળા-
ઓના જાદુઈ કોતકથી તે બાળકને કાંઇ પણ હાણી
પુગી છે તો તેનો કિણો તારા એકલા ઉપર માત્ર ન-
હિ પણ આ કિલ્લામાંહેલાં તારી કોમના તમામ
લોકો ઉપર રસ્તા બેજ આવી પડશે જેના માઠા પ-
રિણામની જવાબદારી મારે સર રહેશે નહિ.'

'એતો હું સમજું છું,' જોસીનસ બોલ્યો,
'કે હું તેમજ મારાં બેશ કુટુંબીઓ જોખમમાં છે,
અને હું કબુલ. પણ કરૂં છું કે અગર તું એક વેળા
મારી બુનએબ ઉખેડી નાખવા ઉપર તપ્યો તો તે
તું વગર અટકાવે કરી શકશે; પણ તેં કોઈ દહાડો
એવું સાંભળ્યું છે કે મુવેલો યાહુદી રૂ૧૪૦૦) ની
રકમ કોઇને આપી શકયો છે? કર મારો નાશ, એ-
ટલે જોકે તેથી પાદશાહને કે તને ફાયદો થાય છે.
એમાં તને લાભ થવાનો છે કે? મારા વારસ તરીકે
મારી બેટીને પાદશાહ તરફથી હિસ્સો મળશે, અને
તેમ થવાથી તને કાંઈ હાંસીલ છે કે તેનો પૂખ્ત દ-
રિયાફત કરજે."

તે માયરે વેપારીના હાથમાં હવે પાદેશાહી મોહોર સાથનો એક રૂકો મુકયો, જે જોસીનસે ઉં- ઘાડયો અને વાંચ્યા પછી પુછયું—

'શાહાઝાદો એદઉઅર્દ મારી પાસે રૂપીઆ ૩૧૦૦૦) માંગે છે? પણ જામીનગીરી આપે છે તે પુરતી નથી. તે મારાં સરના જોખમ ઉપર માંગે છે, અને પ્રાયર, તમારીજ મુઆફેક ધમકો રજુ કરે છે. ઠીક, મારાં સરને જોખમે તે થવા દેવો! વ્યાજ વગર ત્રીજો હિસ્સો પણ હું કોઇને ધીરનાર નથી.'

'આ શેહેર શાહાઝાદા અને અમીરના સોબ- તીઓથી ભરપુર છે,' પ્રાયર બોલ્યો, 'જો તને તારાં ઘરબાર અને બેટીની કદર લાગતી હોય તો વિચાર કર કે—'

વેપારી ગુસ્સામાં પોતાના હોટ પીસી બોલ્યો—

'તારીથી, હા તારીથી તેઓ કરતાં અધિક મારે બિહીવાનું છે. તું બિશપનું તાજ મેળવવાની પેરવીમાં છે, અને તે લોભી નેમ પાર પાડતાં જેઓ તને કામ લાગે તેમને ફાયદો કરી આપવાને ચુકતો નથી. તું ભીતરથી મારા દુસ્મનોને મને તોબાહ પા- ડવા ઉસ્કેરે છે છતાં બહારના દેખાવે મારૂં ભલું બોલે છે. ફરેબ ભરેલાં મક્કર તારો પેસો છે. તું મારા માટે એક બેહુરમતી રોકો લઇ આવ્યો છે,

અને તેં આ રીતે ઉરાડી મુકું છું!

એટલું બોલતાં, તે રોકો તેણે પાદરી તરફ ફેંક્યો જેણે ઊપાડી લઇ ભાર મુકી કહયું—

'કુતરાઓ તો ભસે; પણ હું તો તારે ગળે મોહોબંદ ઘાલીશ, નહિ તો કે તું જેમ ભસે છે તેમ ડાપું પણ ભરે!'

તેજ પળે યાહુદી ચાકર કાલેબ અંદર દાખલ થયો, અને પોતાના શેઠના કાનમાં કાંઇ હરૂસે બોલ્યો, જ્યારે વેપારી બોલ્યો,—

'કોઇબી હોય તેને અંદર દાખલ કર. આ ત્રીજા આવનારે યાહુદીના શબ્દો હરૂસે સાંભળ્યા હોય એવું જણુયું કારણ કે તે તુર્ત દાખલ થયો. આ નવો આવનાર ઉંચાં કદનો હતો. તેણે ટોપી ઉતારી જ્યારે શાહાઝાદા એદઉઅર્દ તરીકે તે ઓળખાયો, અને પોલાદી મોજાં પેહેરેલાં હાથે વાળ સમારતો બોલ્યો, 'મારૂં માંગું તને મળ્યું છે?'

'ભલા શાહઝાદા,' વેપારી બોલ્યો, હા મને મળ્યું છે?'

'અને તે રકમ તું તુર્ત ઉભી કરી આપશેની?'

વેપારીને તીરની માફક લાગ્યું, પણ અભિ-

માન અને મગરૂરીથી જે હિમ્મત ઉત્પન થાય છે તે વડે તેણે જવાબ દીધો—

'ભલા શાહાઝાદા! તારો પેદર, ત્રીજો હેન્રી, અમારી જાતવાલાઓ પાસથી ભારી કર લીએ છે. અમને દંડ કરવાને જે જમાબંદીની કચેરી ઉભી કરવામાં આવી છે, તે મોટી પીડાકારક છે. અમારે હાથ લાગતી દરેક ચીજ ઉપર પાદશાહની મેહેસુલ માટે મોટો કર નાખવામાં આવે છે. તમો લોકોનાં ગજવાં ભરાયાં વગર તરસીયા યાહુદીઓનાં તાળવાં પાણીથી થંડાં થઇ શકતાં નથી.'

'પણ એ બધું મારી માંગણી સાથ શું નિશબત ધરાવે છે?' શાહાઝાદાએ પુછ્યું.

'બધી—દરેક વાતની,' યાહુદીએ જવાબ દીધો, 'કારણ બોલ શાહાઝાદા કે અમે લોકો તાજને મોટો આશરો આપીએ છિએ અને અમનેજ તે તાજ તરફથી નામના બચાવ શિવાય કાંઇ વધુ મળી શકે કે નહિ?'

'બચાવેલા!' શાહાઝાદો બોલ્યો, 'મારા બાપના જીવના સોગંદ લઈ કહું છું કે જ્યારે હું રાજા થઇશ ત્યારે ઈન્ગ્લાન્દની તમામ યાહુદી બળાઓને દેશવતો આપીશ. દેશના તમામ સિક્કા તમો લોકો હાલમાં ચોરીથી ઓછા કરી નાખો છો,

પણ મીરા વખતમાં એકબી સિક્કો ઓછો થયલો જણાયો કે ઉત્તરથી દક્ષિણ અને અગ્નેયથી મગ્નેય સુધીના મારા દેશ માંહેલા તમામ યાહુદીઓને ભેગા કરીશ, અને જીવજંતની માફક તમને કચડી નખાવીશ !'

એ સઘળી ધમકી જે શાહાઝાદો એદઉઅર્દ બોલ્યો હતો તે તેણે પોતાની પાદશાહીના દોરમાં બજાવી ખરી પાડી હતી.

શાહાઝાદો બોલ્યો, 'અને પદાશાહ હેન્રીનાં રાજમાં જે સરતે તમને વેપાર ચલાવવા દેવામાં આવે છે, તે વિષે બડબડવાની તું તાકાટ ચલાવે છેની ? તને બાદશાહી પરવાનાથી અતરે રહેવા દેવામાં આવ્યો છે તે તું જાણતો નથી કે ? અને એક વેળા શેહેરમાં રેહેવાનું પરવાનું મળ્યા પછી અમારા અમીર ઉમરાવોને તુંએ નીચવી લઇ પોતાને ગબ્બર બનાવ્યો નથી ! તમે લોકો પાદશાહના ગુલામ છો! તમારાં શરીર તેમજ તમારી મિલ્કત તેના અધિકાર તળે છે; અને તમારાં બચ્ચાં કચ્ચાં અને ચાકર નફરો તેનીજ મેહેરબાનીથી તમારે હસ્તક રહેલાં છે.'

'તે માટે હું પાદશાહનો ઉપકાર માનું છું,

જોસીનસ બોલ્યો, 'અને તેમ કરતાં જોયા તે અ-
મારી શરત રૂહે પોતાના ન્યાગાનની રૂઢી પ્રમાણેજ
આંલે છે. પણ અમારીજ મુઆફેક તમારા ખ્રિસ્તી-
ઓ જુલ્માતથી પિડાય છે તે કેમ? જેટલું અમે
વેઠીએ છીએ તેટલુંજ તમારા ખ્રિસ્તીઓને વેઠવું
પડે છે. મીલાપના વેહેવારથી તેમને નોખા રાખ-
વામા આવેલા છે,-તથા તેમને અંધારા ગારમાં
નાખવામાં આવે છે—તથા ખરાં ખોટાંની તપાસ
ચલાવતી વેળા તેમના હાથમાં અગની આપવાના
વગેરે દિવ્ય પ્રમાણો તેમના ઉપર અજમાવવામાં
આવે છે-તથા તેમને કોઇ ઉમરાવના ફાંટા ઉપર
ફાંસી દેવામાં આવે છે; અમારા યાહુદીઓ વિષે તો
એવો કાયદોજ રચેલો છે જે બને તો-અમો અમા-
રાં નામીચાં લોહીથીબી જાળવી રાખીશું. અમારા-
માં કોઈ પીતા-ભરથાર-કે બેટો એવા નહિ મળશે
કે જે પોતાના આશરા હેઠળનાંઓનાં નુકસાનમાં
મરતાં સુધી સાંમે થશે નહિ!'

'તારા બોલ મારા સાંભળ્યા પ્રમાણે મને
એવી યાદ આપે છે કે તારા ઘરમાં એક ગોરી દેવી
છે. જેણી એક સુંદર જાદુગર ગાયણકાર છે. આવાં
બેકેડ શેહેરમાં તારે તેણીને સંભાળવી જોઇએ.
આહા!'

'ભલા શાહઝાદા એદ્દફઅદ,' જોસીનસ બોલ્યો, 'સારા ભાવે તું મારી સાથ સાદું કરવાં માંગતો હોય તો આવતી કાલે બપોરે યાહુદીઓના 'હાલ'માં તું મને મળજે, ત્યાંના એક ઓરડામાં મારા નવીસન્દાઓ આપણ વચ્ચેનાં એક ખટની નકળ લખી કાઢશે જે ત્યાંની તેમની જાહેર પેટીમાં મુકવામાં આવશે, અને તેના અસલ નકળ આ પેટી જે પેટી ઉપર મેં હાથ ટેકવ્યો છે તેમાં મારી પાસ રહશે.'

'રે દાઠીવાળા દેવ,' શાહાઝાદો બોલ્યો, 'કાંઇ પણ દગો થાય નહિ એટલા માટે ફ્રેન્ચમાં લખાવજે, અને હું તારા ઠરાવેલા વખતે અને મુકામે તને મળીશ; પણ યાદ રાખજે કે તે કામમાં કાંઈ ખોટારૂં માલુમ પડયુ તો તેની ગુનેહગારી તને ખબર છે—કે તારી જાગીરી અને અસ્કયામત જપ્ત કરયામાં આવશે અને તારા જીવનો કશાથી તું છુટકારો કરી શકનાર નથી.'

'મારાં ખત ફ્રેન્ચ, લેટીન કે કોઇબી ભાષામાં લખાય તેમાં કાંઈ ખોટારૂં થશે નહિ,' યાહુદી બોલ્યો 'અને હવે અમીર સાહેબ, તમે શું કહો છો? હું શાંતીમાં રહેવા માગું છું. તમે પણ કાલે ત્યાંજ આવજો અને તમારો હિસાબ નક્કી કરજો.'

'કુતરા, હું જે બોલ્યો તે પ્રમાણે કરીશ. ઘણાં લખ્પત તને કરી આપ્યાં એ મેં ખોટું કીધું છે, અને હવે તો વગર લખ્પતને હું તારા પાસેથી નાણું લેવાનો' આટલું કહી અમીર ત્યાંથી નિકળ્યો. બહાર નિકળતાં તે બોલ્યો, 'રે મસાલ કુતરાઓ, આ નેહેસ્ત દાદરા ઉપર દિવા સળગાવો અને ઘરનો આડગરો ખોલો.' તેણે લીધેલા સોગંદ જોરીનસે સાંભળ્યા હતા. શાહાઝાદાએ ટોપી પેહેરી અને બહાર નિળતાં કહ્યું કે—

'તું જાણે છે, રે યાહુદી કુતરા, કે ખટ-પટ લખી આપવાને બદલે તને એક તીરથી વિંધી નાખું, પણ તું કાલે મને ઠરાવેલી જગાએ જરૂર મળજે અને મારા મેહેતા સાથ બધું નક્કી કરજે.'

'હું કાલે ત્યાં બપોરે મળીશ, કારણ તે વેળા-એ અમારા જાતીલાઓ વેપારની કચેરી ભરે છે.'

'સાહેબ મેહેરબાન, યાહુદી,' પ્રાયર બોલ્યો, 'તું મારી ઉપર એવા બોલો ઓચરવામાં લાગ્યો છે કે જે હું હરગેજ ભુલીશ નહિ, અને જેનો કિણો તા-રી ઉપર હું લઈશ. મને એબ્બતની પદવી મળે યા નહિ પણ હું એટલી સતા ધરાવું છું કે તને તોડી પાડી શકું; અને આ વાત મારી સાચી માનજે કે આજથી હું તારો દુશ્મન થઈ રહીશ.'

સઘળાઓના જવા પછી પેલો યાહુદી વેપારી પોતની બેટીના ઓરડામાં ગયો કે જ્યાં તેણે પોતાના ભત્રીજાને તેડાવ્યો.



## પ્રકરણ ૩ જું.

જુદીથની મા, ક્લેરિબલ, પોતાના ભરથાર સાથ ઇન્ગ્લાન્દ દેશના લીન્કન પ્રાંતમાં આવ્યા પછી શેહેરે સ્તેમફ઼ર્દમાં તેઓ જઇને વસ્યાં. તે શેહેરમાં તેમના જાતીલાઓની મોટી સંખ્યા વસ્તી હતી, અને ત્યાં તેમને રસ્તામાં ક્લેરિબલનો ભાઇ ભીખારી હાલતે પુગેલો મળ્યો. તેની એવી હાલત તે શેહેરના અમીરે કરી મુકી હતી, જેણે તેની તમામ દોલત અને મીલકત લઇ લીધા પછી તેનું ઘરબાર જપ્ત કરી લીધું હતું. જોસીનસે તેને અને બાયડીને પાછું ઠરીઠામ કરી આપ્યું એટલે તેઓ પોતાના એક નાનકડા દીકરા સાથ પાછાં સુખથી રહેવા લાગ્યાં; પણ તે સુખ મહાલવાને તેઓ જાઝો વખત જીવ્યાં નહિ જેથી તેમનું એકપૂરૂં ફ઼રઝંદ પાળવાનું કામ જોસીનસને માથે આવ્યું જેણે એક હુશિયાર આયાને હસ્તક તે બાળક સોંપ્યું. એમ કરતાં કેટલેક દિવસે તે બાળક આયાની ગફ઼લતીને લીધે પોતાનાં માતપીતાને જઇ મળ્યું, જયારે પેલી આયા

અતિશય ઘાભરી પડી અને મીરઝા ડાકેણ આગળ જવા નિકળી, અને ઘણુંક ચાલ્યા પછી જંગલની નવરી રાહમાં તેણીની મોટી ખુશાળી વચ્ચે એક બેડોળ પણ જીવતું બાળક મળી આવ્યું, જેને તુર્ત ઉપાડી લઇ તેણી જોસીનસ વેપારી આગળ આવી અને તે બાળક તેના સાલાનું હતું, એવું જણાવી તેને હસ્તક સોંપી ગઈ. આ બાળકનું રૂપ જોઇ તે વેપારી અને તેની બાયડી વિચારમાં પડયાં પણ તેમને પેલી આયા વિષે કાંઇ પણ સંકા ન ઉપજ્યાથી તે વિષે વધુ ચકચાર કરવાનું કારણ તેઓએ જોયું નહિ.

એમ કરતાં કેટલેક દિવસે કલેરીબલ અને જોસીનસે પોતાના ભાનજા બાળકને લઇ શેહેરે લીનકનમાં જઈ વાસો કીધો; પણ ત્યાં તેમને રહયાને જાઝો વખત ગુજરયો નહિ એટલામાં કલેરિબલનો મોતના ફિરેસ્તાનું બોલાવું આવ્યું, જેથી તેણાની જુદીથ નામની બે વરસની બાળકી તથા પેલા ભાનજાને પાળવાનું કામ એકલું જોસીનસને હાથ રહયું. પોતાની સ્વર્ગવાસી ઓરતના છેવટના સખુનને માન આપી જોસીનસે પોતાના ભાનજાને પોતાની બેટી સાથ સારી કેળવણી આપી તેને પોતાની આફીસનાં કામકાજમાં સામેલ કીધો. એમ કરતાં

જુદીથ વર્ષ ૧૨ ની ઉમરની થતાં તે હીબરૂ, ઇંગ્રેજી, ફ્રેન્ચ, અને સ્પેનીશ વગેરે ભાષામાં તેમજ ગાયન હુન્નરમાં અતિ કુશલતા પામી; જેથી તેની વાખવાખીનો શોહોર શેહેરમાં જબજબ ફેલાવો પામ્યો. હવે બનાવ એવો બન્યો કે જુદીથ એક દિવસ પોતાના વાજીંત્ર સાથ પોતાના કોમળ સરોદનો સ્વરમેળ તપાસતી હતી તે વેળાએ તેણીના રેહેઠાણ આગળથી અમીરના પાદરીનું જવું બન્યું જે તેણીનો મધુર આવાજ સાંભળતાંજ વિસ્મય પામ્યોઅને તે વાતની તમામ હકીકત અવલથી તે આખેર સુધી સહરાગાટ કરી અમીરને કહી. તે અમીરે પેલી ગૌર અને કોમળવર્ણ વાલી કન્યા તુટીને પોતાના કિલ્લાના પાંજરાં રૂપી બંદીખાણાનો કેદી કરી પોતાના ઉપયોગમાં લાવવાને દિલસે ઠરાવ કરયો; પણ ખોદાનું કરવું એવું થયું કે જ્યારે તે પોતાની બુરી નિષ્ટા પાર પાડવાના હેતુથી તે યાહુદીના ઘર તરફ માણસો લઈ ગયો ત્યારે ત્યાં લાર્દ હયુનું આવવું બન્યું જેથી પેલી યાહુદનનો બચાવ થયો. તે જોઇ તે યાહુદને પોતાના છુટકારો કરનારનો ઉપકાર માન્યો એટલુંજ નહિ, પણ તેનું આ હેસાન તેણીએ પોતાની છાતીની પાટી ઉપર ભીલામાંની સાહીથી કોતરી મુક્યું: અને પેલા અમારે લાર્દ હયુનેજ ખાતર ફરીથી તે યાહુદનનું નામ લીધું નહિ.

એ રીતે પોતાનો છુટકારો થયાને કેટલેક દિ-વસ તે યાહુદન એક દિવસ પોતાના ઓરડામાં બેઠી હતી જ્યારે તેણીનો બાપ પોતા સાથ એક સુંદર છોકરાને લઇ તેણીની આગળ આવ્યો અને તે બા-ળક તેણીને દેખાડયો. તે જોઈ તેણીએ તેને પંપા-ળી તેનું નામ પુછયું, અને છોકરો તેણીને જવાબ દેવા જતો હતો એટલામાં જોસીનસે તેને વારયો અને તેનાં મોંહ ઉપરથી વાળ ઉભા કરી જુદીથને તેના ચેહેરા ઉપરથી તે બાળકની પીછાણ કરવા કહી. જુદીથે તે બાળક તરફ બરાબર નજર કીધી અને જોયું તો લાર્દ હયુનો ચેહેરો તેના મોંહ ઉપર જણાયો જેથી તેણીએ તુર્ત અટકળ બાંધી કે તે લાર્દ હયુનું ફરઝંદ હતું.

'હા, તેજ છે,' જોસીનસ બોલ્યો. 'એ લેદી હેલનનો વારસ છે. એ મને રમતો જણાયો, અને પેલેસ્તાઇનનુ ગીત તારે મોહોડેથી સાંભળવાની ક-બુલાતે અહિં આવ્યો છે, વાસ્તે તને એનાં બાપને ખાતર ગાવું જોઇએ. તને ખબર છે, હયુ, કે તારો બાપ કયાં ગયો છે?'

'હા, તે પેલેસ્તાઇનની પવિત્ર જમીન તરફ ગયો છે અને જ્યારે હું મોટો થઇશ ત્યારે હું પણ ત્યાં મારા બાપના શોધ માટે જાઇશ.'

'ત્યારે તું લડવૈયો થવા માંગે છે,' જોસીનસે કહ્યું, 'પાદરી નહિ.'

'પાદરી, નહિ;' છોકરો બોલ્યો, 'પણ ખોદા તરફના મારા પ્યાર ખાતર હું દાણાની હારડી લઇ ભણતો રહીશ.'

જુદીથે તરતજ તે બાળકને પેટમાં દાબ્યો, અને તેણીની નજદીક શિવાય છોકરો કદી સુખી જણાતો નહિ; જેથી જોસીનસ તેને રાજસ્થાન મુકામ ઉપર લાવતો પણ તેમ કરતાં પેલા માયરના કપટને લીધે તે ઘણી સાવચેતી વાપરતો હતો.

'બોલ, વ્હાળા હયુ,' જુદીથ કહેતી, 'તને કયું ગીત ભાવે છે. તારે ખાતર હું પવન અને પાણીનું ગીત શિખીશ. મારો સીતાર એવીતો મધુર રીતે ચલાવીશ કે સાધુઓ કહે છે તેમ ગોયા અસલી દરૂઇદ લોકોનો સીતાર જે દેવ દેવસ્થાનથી વસાયલાં ઝાડો ઉપર લટકાવ્યાથી ઇનસાનનો હાથ લાગા વગર પોતાની મેલે ઘણોજ ખુશકારક વાગતો હતો તે મીસાલ વગાડીશ.'

આવા જવાબથી સર હયુ બાળક જુદીથને ગળે વળગી પડતો, અને એવી મમતા દેખાડતો કે જે જોઇ ઘરડાઓ પણ અદેખાઇ લઇ જાય.

—(o)—

## પ્રકરણ ૪ થું.

'આજહને બિશપ (વડા ધર્મ ગુરૂ) ને મળ્યા વગર હું પાછો આવીશ નહિ,' યાહુદી બોલ્યો, 'યાહુદી કચેરી છોડયા પછી હું મેહેલ તરફ જઇશ; અને તેમ કરતાં મને રાત્રે મોડું થાય તેથી તારે કાંઇ ગભરાવું નહિ, બેટી! મોડું એટલા સબબથી થશે કે આજ રાત્રે મેહેલમાં ખાણું છે અને તેટલા માટે મેહરબાન ગ્રોતેસ્ત બીશપને મળતાં કદાચ મને મોટી અડચણ પડશે.'

આ સખુન સાંભળ્યાથી જુદીથ એટલી ગાભરી પડી કે આગળ કોઇ દી તેણીએ એવો ગભરાત દીઠો ન હતો. તેણીનો ચેહેરો તે ગભરાતની ગવાહી આપતો હતો, અને તેણીના બાપે તેણીની તરફથી પોતાની નજર ફેરવી નાખી કારણ કે તેણીની બિહીક બીનપાયાની હતી એવું તેણીને તે સમજાવી શક્યો નહિ.

'રે બાવા, આજે તમે ના જાઓ!' તેણીએ કરગરીને કહયું, પણ તેનો વિચાર દ્રઢ હતો: કારણ કે તેને એવી બાતમી મેળવી હતી કે, પોતે આ પેલી ધમકી અમીર અમલમાં લાવવાને તઇયાર કરતો હતો, અને કે પેલો પ્રાયર તેને તે કામ બજાવવાને ઉશકેરતો હતો.

તેના જવા પછી જુદીથે જેસ્તાને પોતાના ખાસ સલુનમાં બોલાવ્યો, અને કહ્યું, 'રે પીત્રાઇ'-મુશકેળાત અને આફત આપણી ઉપર ભમે છે.–પા-રૂં, આરીસ વગેરે સઘળું બરાબર બંધબસ્ત છે કે?" જેસ્તાએ હા કહી, જ્યારે તેણી બોલી, 'કેમ ભાઈ, તું શું ધારે છે? આપણને ધાસ્તી રાખવાનું કાંઈ મોટું કારણ છે? મારો વ્હાલો બાપ, સહીસલામત પાછો ફરશે? રે સાંભળો? એ શું બાંગ થાય છે?"

મોહોલ્લામાં કાંઇ ગોંઘાટ થવાથી યાહુદન ફિ-કી પડી ગઇ. આપણા અમીરને ત્યાંની આજ સાં-જની ઉજાણી માટે ઉઓરન અમીર અને તેનો રસા-લો વગેરે લોકો આપણાં શેહેરમાં આવે છે,' જેસ્તા બોલ્યો. આ બોલતી વેળા 'વોરન', 'બોશેમ્પ,' વ-ગેરેની બાંગ મોહોલ્લામાંથી પસાર થતા લશકરી સિપાઇઓએ ઉઠાવેલી સંભળાઇ.

'જુવાની, ચોકનો દરવાજો બંધ છે કે, જે-સ્તા?' યાહુદને પુછ્યું. જેસ્તાને ખબરતો હતીજ કે તે કાલેબે યાહુદીના જવાબાદ મજબુત સાંકળ-થી બંધ કીધો હતો; તો પણ તેણીની ખાતરી કરવા તે ગયો.

'મારે મીરઝા ડાકેણને મળવું જોઇએ,' જે-સ્તા મનસે બડબડ્યો. હું સારી પેઠે જાણું છું કે

આજદને લોદ હયુને બાહાર આ બગની. ભીંટને અથીંગી ઉભેલો મેં દીઠો છે અને જો તે—'

તે એટલું બોલતો યાહુદી લત્તાના ધોરી રસ્તા ઉપરના દરવાજા ભણી ઝડપથી ચાલ્યો જ્યારે તે ચોંકીને જોય શું કે ડાકેણ તેની પાસે આવેલી છે એવું દેખાયું કે તેણી દરવાજામાંથી તેની પુઠે નિકળી હતી. તેણાને જોઇ તે બોલ્યો, 'રે ઓરત, તું આ મીસાળે ઓચીંતી ક્યાંથી નિકળી આવી? અને અતરે શું શોધે છે?'

ડાકેણે તેના હાથમાં હાથ મુકી તેને ચોકમાં ઘસડયો અને કહયું, 'હું તને શોધું છું. રે છોકરા, તારૂં શું થશે-શું થશે તારૂં! મારા મિનારામાં આવ! કાગન કા કા કરેછે-ઘુંવડ બોલેછે આતસ પજરે છે!' તેણીએ જાદુઈ લાકડી ઉઠાવી, અને કહયું, 'ચાલ, તું મારો વારેસ થશે-અને આજસુધીમાં થઇ ગયલા સઘળા જાદુગરોમાં તું નામનો ઉઠાવનાર થશે.'

'છી, છી, ઓરત,' જેસ્તા બોલ્યો, 'હું તને વારંવાર કહી ચુકો છું કે તારા ગુપ્ત હુન્નરમાં હું જરા પણ ભાગ લેનાર નથી.'

'આસ્તે બોલ,' ડાકેણે કહયું, 'એવી એવી વાતો સાધારન માણસોના કાન ઉપર જવા લાયક

નથી.' જાણુ કે હું તને ઇન્સાણ કરતાં ચઢતો કરીશ.'

જેસ્તાએ ડોકું ધુણાવ્યું અને કહ્યું. 'નહિ મીરઝા—નહિ! જે સંકટ સોસતાં મેં તને જોઈ છે તે તું તારી ઉપરથી દુર કરી શકી ન હતી; તો તું મારી ઉપરનાં સંકટ શી રીતે આવતાં અટકાવી શકશે! તું અન્ન વગર ભુખે મરે છે—તું તારું પોતાનું પુરું કરી શકતી નથી. તું કહે છે તેમ—તારો પોતાનો દીકરો તારીથી ગુમ થઈ ગયો, જેને તું પાછો મેળવી શકતી નથી! નહિ, મીરઝા! તું પોતાને ઇન્સાણ કરતાં ચઢતી કરી શકતી નથી, ત્યારે મને તું શું કરશે!'

ડાકેણ ગુસ્સો કરી બોલી, 'રે દિવાના! મારી શકિતનો તું આ રવેશે અનાદર કરે છે? ઝાડીના ડવથી હું તારું લોહી ફરતું બાંધી નાખીશ, અને તારા સાંધા જડ કરી નાખીશ! હું તને—નહિ, નહિ, હું એને ઇજા નહિ કરવાની:—તે કામ કરવાની હું હિમ્મત કેમ ચલાઉં? મારું પોતાનું બાળક એના જેવુંજ થાત!' તેણીના ડોળા ફરવા લાગા; અને તે જોઇ જેસ્તાના દિલમાં ભયની લાગણી ઉશકેરાઇ. પણ એટલામાં તેણીનો જોશ નરમ પડયો, અને જે કામ હાથ ધરયું હતું તે ઉપર તેણીના વિચાર દોડયા.

'એજ,' તેણી મનસે બોલી, 'જેના ગુમ થવાથી મારૂં દિલ ખવાઇ જાય છે તે જો હોત તો—આ જે થયો છે-તેજ તે થાત! તેની ઝબાંએ કોઈ દિવસ મને મા કરી બોલાવી નથી. તે નામ કદાચ તે કોઇ બેગાણીને આપતો હોય, જયારે હું એકલી પડી ગઇ છું! જ્યારે હું તેનું નામ મેળવવા જાદુઇ ધુનમાં હારી જાઉં છું, ત્યારે તેના જવાબની મને લાગણી મળતી નથી! અને જ્યારે હું અન્ન માટે કોઇને અરજ કરૂં છું, ત્યારે તે કોઇ કનેથી મને કઢાવી આપતો નથી—કોઇ મને આપતું નથી, કારણ કે હું એક ડાકણ છું!' એટલા સખુન બોલવા પછી તેણીની આંખમાંથી આંસુ ટપકયાં. જેરુનાએ તેણીને દિલાસો આપવાની કોશેસ કીધી, પણ તેણીએ પોતાની જાદુઇ લાકડી વડે તેને પાછો રાખ્યો, અને પથ્થરો ઉપર પોતાના પગ અફાળ્યા.

એમ કરતાં જ્યારે જાદુઇ ધુન નરમ પડયું ત્યારે તેણી ચાહુદીના ચોકની દિવારને અડેલી ઉભી અને હાંફતી હાંફતી બોલવા લાગી—

'જો તું-મારાં-ફરમાન-મુજબ ચાલશે-તો તું-એક મ્હાન પુરૂષ થશે. મારી મેહેરબાની મેળવવી એ ગોયા—' આ બોલતાં તેણીને જોરથી થાંસાની ગુંચ આવી, જે પુરી થતાંજ તેણીએ બોલ-

વાનું ચાલુ રાખ્યું, 'હું કોઇને મારો સાબુત ફેર-વવા દઇશ નહિ! જે થવાનું–તે તો થવાનુંજ. યાદ રાખજે કે મારો વારસ બનવાનું તારીજ સરજત-માં છે—તે મને તારી આંખની રચના તેમજ તારાં કપાળની રેખા ઉપરથી માલુમ પડે છે; વાસ્તે દેવ-લોમાં મધ્ય રાત્રેના ઘંટોના સાદ નિકળે તે પેહેલાં તું મને આવી મળજે; કારણ, જ્યારે ચંદ્ર મધ્ય આકાશે આવે ત્યારેજ આપણાથી આકાશી દેવદે-વીઓ સાથ મસલહત ચલાવવાનું બની શકે છે.'

'રે ઓરત!' જોસ્તા વચમાં બોલી ઉડયો, "તું મારીજ તરફ આટલી જે તરફદારી દેખાડે છે તે શા માટે હશે, એ મને સમજ પડતી નથી! પણ તારી કારસ્તુદી યા તારી ધમકીથા હું ડાકણો બનવા નો નથી. તેં જે ચીજ મને આપવાની કબુલાત આપી છે તે કયાં છે?"

'હું તારે માટે એક ઘણાજ મજબુત અસર-વાળું મંત્ર લાવી છું તે આજ રાતે તને મળશે, જ્યારે—'

'બસ બસ' જોસ્તા બોલ્યો, 'એ તારા વિ-ચારથી હવે હું કંટાળી ગયો છું! ઘણા દહાડાની વાત ઉપર તેં જે મદદ મને આપવાની કબુલાત આપી હતી, તેજ માત્ર મને હવે જોઇએ છે, જે

માટે હું તને સારો અવેજ આપી શકું છું.' એટ-
લું કહેતાં તેણે પૈસાની એક ડેલી ઉંચી ધરી દેખા-
ડી અને તે માંહેલા સિક્કાઓ ખખડાવ્યા.

'એ કોહળી તારાં પેહેરનમાં પાછી મુક?'
ડાકેણ ધિક્કારથી બોલી. 'જો સોનુંજ તારી પુજ્ય
દેવી હોય તો તેની ખાણ જમીનમાં પુષ્કળ દટાયલી
છે જે તમામની ચાવી હું તારે હાથ કરી શકું એવી
હું છું!'

'હું સોનાં રૂપાંને પૂજતો નથી,' જેસ્તા બો-
લ્યો, 'પણ આ મારા પૈસા તો લે—એ બધી રક-
મજ લે અને એ વડે તારી તમામ હાજત જોગી
વસ્તુઓ ખરીદ કરયામાં લાવ. મીરઝાં, તેં મારી
ઉપર મોટી મેહેરબાની વરસાવી છે, તે હું કેમ કરી
ભૂળી જાઉં, વાસ્તે લે—જરૂર કરો લે—આ ઠેલા.

'ના હું હરગેઝ થઇ લેવાની નથી,' ડાકેણ
બોલી, 'એ તારી બક્ષેશ મારા હાથમાંથી પસાર
થઇ કામ લાગશે નહિ.'

'હું તને વિનંતી કરૂં છું કે એ તું લે અને
તારા માટે અન્ન વસ્ત્ર ખરીદ કરયામાં લાવ.'

'છોકરા! મને જોઇતી ચીજો પૈસા લઇ
કોઇ કેઠોલીક મને વેચાતી આપે નહિ—કારણ સઘ-
ળા મને ઓળખે છે કે હું ડાકેણ છું. તેઓ

મારી ઉપર ભુખમરો પડવા દેશે. સઘળા કાંઇ એમ કરે નહિ, પણ ખોદા માલુમ કે સખી દિલના પુરૂષો ક્યાં મળશે ! શું યાહુદી લોકો મારી ઉપર રેહેમ નજરથી જોય છે ? નહિ—તારી કોઠલી ઉંચી મુક.'

"એમ થવું જોઇએ તેથીજ હું લઉં છું," પોતાના જભ્ભાની બાંહમાં કોઠલી ખોસ્તો તે બોલ્યો. "વારૂં મીરઝા, મધ્ય રાત્રે હું તારાપાસ આવીશ. લાર્ડ હયુ અતરે પાછો ફરેલો છે, તેની તને ખબર તો હશે."

"અમીર કે ફકીર," મીરઝા બોલી, "મારી નજરમાં તો સર્વ સરખાં છે. હજી ગામડયા ભલા કે જ્યારે હું ભૂખે મરતી હતી ત્યારે તેઓ કકડો રોટલી તથા એલ દારૂ મને પુછતા હતા; પણ બડેખાં લોક તો તદન સુકીજ મને મરવા દેવા માંગતાં હતાં. ગામડયાઓ મને શ્રાપ દે છે પણ તેઓ મારાં નાગાં શરીરને ધાંકવા મુજને ફાટુંતુટું વસ્ત્ર આપે છે. તારાં મોટાં નશાબ વિશે તેમની નજર ખોલ: તું શેહેનશાહો અને રોમ શેહેરના વડા ધરમગુરૂ કરતાં દરજ્જામાં વધતો થવાનો!"

"તું ભુલી જાય છે, સ્ત્રી," જેસ્તા બોલ્યો; "કે મારી અને પેલેસ્તાઇન જતા લાર્ડ હયુ વચ્ચે જે કાંઇ બન્યું હતું તે મેં તને કહયું હતું—પણ તું તો મારૂં કાંઇ સાંભળતી નથી."

પોતાની જાદુઇ લાકડી લાંબી કરતાં તે ડાકેણ પાછી બોલી, "ના, મારા દતક, મારા વિચાર તે તરફ દોડે છે કે જ્યાં જાદુઇ ચક્ર તારી રાહ જોય છે." એ સખુન બોલતી વેળા ડાકેણની મોટા ખાડા પડી ગયલી આંખમાં ઝનુન ભરાઈ આવ્યું, અને તેણીએ તેનાથી પીઠ ફેરવી. જેસ્તા ત્યાંથી ઘોડાઓને તથા શિકારી કુતરાઓને ખવાડવા તથા બીજાં કામો કરવા ગયો. તમામ કામથી ફારેગ થઇ તે પાછો ઘરમાં દાખળ થયો, અને પોતાના ઓરડામાં ગયો અને પેલી ભેદી સ્ત્રીવિશે તરેહવાર વિચારમાં પડયો.

પેલા યાહુદીવશે એવું કહે છે કે તેણે પોતાની બેટીની બુદ્ધિ ખીલવવા તેણીને તરબીયત આપી હતી એટલુંજ નહિ પણ તેણીની કલ્પનાશકિત પણ શુધારી હતી. દિવાનખાણાની સુંદર ભીંતે મીસરી કાગળ ઉપર સોનેરી હરૂફે અરબી અને હીબ્રૂ શ્લોક લટકાવેલા હતા.

યાહુદીઓના વ્યવ્હારસંબંધી કાયદાની રૂહે મૂર્તિઓ રાખવાની તેમને મનાઇ હતી; પણ જોસીનસ તે કાયદાઓની થોડીજ પરવાહ કરતો હતો; અને મેહેલો, મંદીરો, તથા દેહેરાંઓમાં પ્રાચીન કાલે મૂર્તિઓ રાખવામાં આવતી હતી.

'વ્હાળી બેટી,' જોસીનસ પોતાની બેટીને મુર્તિવાળા ઓરડામાં લઈ જતાં બોલ્યો, 'આપણી કોમ પોતાના જીવની સંભાળમાં એટલી રોકાયલી રહે છે કે તેઓ આપણી રીતભાતમાં થયલા ફેરફારની ખબર લઈ શકતા નથી. આ ઘરમાં શું છે તે આપણા શિવાય બીજું કોઈ કહી શકતું નથી. ઓરડામાં તું જ્યારે બહાર હવા સારી ન હોય તે વેળાએ બાગમાં ફરવાને બદલે આ શોભીતાં રોનકદાર પુતળાં વચ્ચે તારો વખત ગુજારજે.

પેલો યાહુદી જ્યારે બીશપ યાને વડા પાદરીના મેહેલમાં ગયો ત્યારે ભયની મારી જુદીથ પુસ્તકાળયમાં દાખળ થઈ અને ત્યાંથી પુતળાં વાળા ઓરડામાં ગઈ જ્યાં તેણી બારી આગળ એક તખ્ત જેવી ખુરસી ઉપર બેઠી અને ગંભીરપણે સુખમાં ગુજારેલા આગળા દહાડા વિશે વિચાર કરતી રહી અને તેવા દહાડા પાછા આવવાની તેણીએ મુદ્દલ આશા છોડી.

—(o)—

## પ્રકરણ ૫ મું.

જુદીથે તે બપોરનો વખત પેલાં તખ્ત ઉપર ગંભીર વિચારોમાં ગુજાર્યો. તેણીની આંખ પાણીથી ભરેલી હતી અને તેણીના કાણ પોતાના બાપ-

ના પગળાંના અવાજ ઉપર રાખેલા હતા—પણ તે-
ની કાંઈ નિશાણુ મળે નહિ. એજ ખુરસી ઉપર
આગળ જ્યારે તેણીનો બાપ તેણીની માની ખુબ-
શુરતીનું વર્ણન કહી સંભળાવતો હતો ત્યારે તેણી
પોતાની છાટી ઉપર ઉંધી પડીને સ્થીર મનથી
સાંભળતી હતી, અને તેણીને બેહેસ્તમાં મળવાની
ખુશાળીથી મનને મલકાવતી હતી.

તેણીની બે દાસીઓ તેણીને માટે સ્વાદીષ્ટ
ખાણું લઇ ઓરડામાં દાખળ થઈ, જેને પુરતો
ઇન્સાફ કરવાને જુદીથે તજવીજ કરી; પણ ફીકર
ચિંતાથી તેણીની ભૂખ મરી ગઇ હતી. કેતુરા ના-
મની એક હબસણ દાસીએ મોતીના દસ્તાની એક
છરી અને ચાર સિંહવાળા પગ તથા મોતીના જ-
ડાવના કડાં સાથની એક ઉંડી મોટી રકાબી કે જે-
માંથી સુગંધી સોડમ નિકળતી હતી તે તેણીની
આગળ મુકી. બેલાસેત દાસીએ એક ત્રેમાંથી ઉં-
ચા દારૂનો સોનાનો પ્યાલો તેણીને પીવા આપ્યો.
તે દારૂ તેણીએ જુદીથના શોખને બરનો મસાલા
દાર કર્યો હતો. તે પણ તેણીને પીવા ગમ્યો નહિ;
જ્યારે રૂપેરી ત્રેમાં કેક, મીઠાઈ વગેરે મિષ્ટાન પક-
વાનો તેણીની રૂચી ઉશકેરવા ધર્યાં, જેને પણ તે-
ણી અડકી નહિ.

થોડીક વારે જુદીથ પાછી વિચારમાં પડી એટલામાં જેસ્તા તેણીની નજદીક આવ્યો. તેના ચેહેરા ઉપર ગમગીની દીસતી હતી.

'તમારા બાવાએ દિવાનખાણામાંથી કાલેબને મોકળ્યો છે, અને તેઓ પાદરીના મેહેલ તરફ ગયા છે. હવેં આપણા વિશે કાંઈ બુરા સમાચાર આપણે સાંભળીશું,'' જેસ્તા બોલ્યો.

'અને કાલેબ કયાં છે?' જુદીથે લઠડતી જીબાને પુછ્યું.

'નીચે, ચોકમાં; તે એવું સમજતો દેખાય છે કે થોડાં અઠવાડયાંમાં આપણને આ ઘર છોડવું પડશે.'

જેસ્તા અઠવાડયાંને બદલે દહાડા યા કલાક કેહેવા માંગતો હતો, પણ ડહાપણથી તેણે તેણીને ચોંકાવવા જણાવ્યું નહિ કે આફતનો દહાડો ઘણો જ નજદીક હતો.

'અરે, નહિ,' જુદીથ બોલી, 'હું જાણું છું કે કાલેબ ઘણો સમજુ છે. આ સ્થળથી જુદી થતાં મારૂં જીગર તુટી જશે. યાદ કર, જેસ્તા, કે એજ ઘરમાં આપણે જન્મથી રહેલાં છિએ; એજ ઘરમાં તારાં કાકી—મારાં માં—ગુજર્યાં છે; એજ ઘરમાં આપણા પિતાની મોહોબત ભરી સંભાળ હેઠળ આ-

પણ સુખમાં ઉછેરાયાં છિએ. શું અહિંથી નીકળતાં તને સંટાપ લાગશે નહિ?'

'મારાં મનસે તો સઘળી જગા સરખી છે" જેસ્તા બોલ્યો, 'ઘોર શિવાય કોઇબી બીજી જગામાં મને સુખ મળનાર નથી.'

જેસ્તાની લાગણીઓ તેનાં ભીતરમાં જુદીથ તરફ કેવી શોહોર ભરેલી હતી તે વિશે તેણી અનજાણ હતી.

'પિત્રાઇ,' જુદીથ બોલી, 'મને લાગે છે કે થોડુંક થયું તું મારી તરફ બેદરકાર રહે છે. મને લાગે છે કે મારા બચપણના સાથીની દોસ્તી હું ખોહી બેઠી છું! હું કેવી ના લાયક!'

'ના, જુદીથ,' જેસ્તા બોલ્યો, 'તારી દોસ્તીને હું લાયક નથી! કેવો નાલાયક!'

'ના, એમ ના બોલ!'

'કાં નહિ બોલું?' જેસ્તા બોલ્યો, 'તને શું ખબર કે હું દિલથી કેવો નિરાશ રહું છું! તું, ખુબશુરતીની દેવી મારી નિરાશીની વાત શું સમજી શકે! હું રાતને દહાડો બળાપામાં વખત કાઢી મોતને યાદ કરતો રહું છું.'

'પિત્રાઇ!'

'મને હવે પિત્રાઈ કહેતી ના,' તે બોલ્યો, 'હું તારો દાસછું.'

'પિત્રાઈ શબ્દ નહિ વાપરૂં તો ભાઈના અધિક મોટા એલ્કાબથી તને બોલાવીશ.'

જુદીથના એ શબ્દોથી તથા વિશેષ કરીને જ્યારે તેણીએ પોતાની આગળી બચ્ચપણની રમત વગેરેની યાદ આપી તેથી તે પિગળ્યો.

તેણી બોલી, 'જેસ્તા, વિચાર કર કે આપણે કેવાં એકઠાં વખત ગુજારતાં હતાં! ફુલો ઉપર કેવો શોખ રાખતાં હતાં! અને તેથી આપણને કેવી ગમત તથા ખુશાળી મળતી હતી! (કુંડાંમાંથી ત્રણ ગોલાબ તોડીને) ખેતરનાં ફુલો વિશે વિચાર કર કે તેઓ કેવાં વધે છે!'

એ સખુનને તેણીના ગંભીર ચેહેરાએ દશ ઘણી અસર વધારી આપી.

તેણે પેહેલાં તે ત્રણ ફુલ તરફ અને પછી તેણીની તરફ પોતાની નજર ટાંકી.

'બચ્ચપણમાં આવી ઉત્પતી કેવી ભાવે છે!' જેસ્તા બોલ્યો. 'આ જેવાં જવેરાત મેળવવા પાછળ હું ચાલાકીથી લાગો હતો અને તેમના ઉપરથી મળતી શિખામણને મુબારક ગણતો હતો.'

'તને આ રવેશે દુખી જોવાની મેં થોડી આશા રાખી હતી !' જુદીથ બોલી. 'ખાતરી રાખજે કે તારા વિચાર તમામ ખ્યાલી છે. તારી ઉપર હેત છે. તેમજ તારી હાલતે તું આબાદ છે; અને તે કરતાં વધારે તને શું જોઇએ ?'

'મારી ઉપર હેત છે! હેત ! કોણનું !'

'તારા કાકાનું, મારૂં.'

'તારૂં!'

'હા, મારૂં. મારા પિતા શિવાય આ દુન્યામાં તારા જેટલું મને બીજું કોઇ વહાલું નથી.'

જેસ્તાનાં જીગરમાંથી તેના ગાળ ઉપર લોહી ફરી વળ્યું, અને ત્યાથી પાછું જીગર તરફ.

'જેસ્તા એ શું ?' જુદીથ બોલી. 'આ રવેશે કોઇ મોહોબતની ઉંડાણમાં તું ગરકાવ છે.'

પોતાના શબ્દોને વાચા આપવાની ચોકસ રૂધી ઉપરથી સઘળી સચ્ચાઇની જુદીથને ખબર પડતે; પણ તે પળે તેણીનાં દિલમાં કોઇ જોર લાગણી ઉત્પન થઇ જેથી તેણી ગાભરી બની. ખરેખર; એક બીજો શખસ, જેણે સ્વર્ગવાસીઓની સંખ્યામાં પોતાનું નામ ઉમેર્યું હતું તે તેણીને જેસ્તા કરતાં અધિક વહાલો હતો, જો કે તેપણ તેણીના બાપ કરતાં તેણીને ઓછો વહાલો હતો. લોહ

હયુને યાદ કરતાં તેણીએ ડચકું ખાધું, તેની ઉપર-ની તેણીની મોહોબત દાનેશ વિચારતો હતી. તે મો-હોબતનું જોર તેણીનાં પોતાનાં જોરના વધારા સાથ વધ્યું જતું હતું, જેથી તેણે તેણીનાં જીગરનો પૂર-તો કબજો મેળવ્યો હતો.

યાહુદન પુસ્તકખાણામાં ગઇ. જેસ્તાની છા-ટીમાં આશા જેમ ઉત્પન થઇ હતી તેમ નાબુદ પ-ણ થઈ. તેને વિચાર આવ્યો કે તેણી તેની મોહો-બતનો ભેદ સમજી ચુકી હતી, અને તેથી તેનો અનાદર કર્યો હતો. પુસ્તકખાણામાંથી પાછી ફર-તાં તેણીએ હસ્તે મુખડે જેસ્તાને પોતાની સાથ જ-વાને બોલાવ્યો. તે જોઇ તે મનસે બોલ્યો, 'તેણીને હું ચાહું યા નહિ તેની બે પરવા દીસે છે.' આ વિચાર તેની છાટીમાં દાખળ થયો.

જુદીથ તેની નજર આગળથી ચાલી ગઈ હ-તી પણ તેના ખ્યાલમાં તો તેણી હજી ત્યાંજ હતી. તેની નજર જે જગા ઉપર જુદીથ ઉભી હતી તે-જ ખાલી જગા ઉપર રાખેલી હતી.

'અરે! પેલા આગલા દિવસો પાછા ફરે તો કેવું સારૂં! તે વખતે હું તેણીની માફક કેવો છુટો હતો! અને ખેતર તથા બાગમાં અમે કેવાં એકઠાં ફરતાં હતાં!'

તેણે પેલાં ત્રણ ફુલો કે જે શિખામણ માટે જુદીથે ત્યાં મુકયાં હતાં તે તરફ નજર કીધી, અને કહયું, 'મુગા શિક્ષકો! સભ્ય શિક્ષાગુરૂઓ! તમને હું મારી છાટીસે રાખીશ. મને જે શખસે તમારી નજર કરીછે તે શખસમાટે જે જીગરમાં મોહોબતની આગ મારી તમામ દેહ અને મારાં તમામ સુખને બાળી ભસમ કરી નાખે છે તે જીગર આગળ તમારૂં રેહેઠાણ કરી ત્યાંજ ફરમાજો.'

બોલ્યા પ્રમાણે પેલાં ફુલો તેણે છાટીએ ખોસ્યાં, જ્યારે તેને એક લખલખું ચઢી આવ્યું, અને તેનો દીપતો ચેહેરો ફિકકો પડી ગયો. 'દયા ખાતર તેણી મારી તરફ હસી! દયાનાં એવાં હસવાં કરતાં તેણી મારી તરફ પોતાનો ધિક્કાર બતલાવે તો તે હું સેહેલાઇથી ખમીશ!

---(o)---

## પ્રકરણ ૬ હું.

સલુનના દરવાજા ઉપર ઠોકાનો અવાજ થયો, અને જુદીથ દોડતી કે સર હયુને દાખળ કરવા ગઇ. તે દોડતો કે તેણીની ગોદમાં ભરાયો.

'મારા, પનોતા છોકરા!' જુદીથ બોલી; 'ભલે આવ્યો, ભલે પધાર્યો.'

તેના હાથ તેણીના મોહોડાંની બન્ને બાજુએ

રાખેલા હતા; અને તેણીની નજર પડતાં તેણી અ-ચરતી સાથ જોય શું કે તેના ડોળા પૂર દમામથી ચળકતા હતા, અને તેનુ મો ખુશ હતું, જ્યારે તે-ણીની ગોદમાં તેનું શરીર ઉશકેરાયલી હાલતમાં ધુ-જતું હતું. તેણી સગડી આગળ બેઠી, અને પોતા-ના ખોળા ઉપર તે બાળકને બેસાડયો.

જોડો તો ઘણોજ ઠીક હતો; છોકરો રૂપાળો, છોકરી ખુબશુરત.

'મારે તમને કાંઈ કહેવું છે,' તે બોલ્યો; 'અ-ને તે શું છે તેની અટકળ તમેજ કરો.'

કેટલીક વારલગી તેણીની જીગ્નાશા ઉશકેરા-યલી રહી, જ્યારે છોકરો બોલ્યો, 'આજે જોગી-ઓનાં મહક વાળાં મેદાનમાંની કોર આગળ મેં એ-ક બિગાણાને દીઠો. તેનો પોષાક તમે કેવો ધારોછો પારૂ?'

'ચિડ ચઢાવનાર બચ્ચા, તે હું કયાંથી જા-ણું?'

હયુએ પોતાની રમુજ પક્કાઈથી લાંબો વખ-ત સુધી નભાવી રાખી; અને આખરે તેણીની જી-ગ્નાશા ઉશ્કેર્યા પછી તે બોલ્યો:—'મારો બાપ અ-તરે પાછો ફર્યો છે! મેં તેને દીઠો છે—તે એક પ્ર-ખ્યાત ઉમરાવ છે—તેણે પોશાકનું બખ્તર પેહેરેલુ

છે; પણ ઉપરથી તેણે ફ્રઝેદર યાને પવિત્ર લડાઇમાં જનારા લડવઇયાનો પોષાક પેહેરેલોછે. તેણે મને બખ્તરથી ઢંકાયલા પોતાના ખોલા ઉપર બેસાડયો અને કહયું કે તે મારો બાપ હતો. વળી તેણે મને પુછયું કે તેને પાછો ફરેલો જોવાને હું ખુશી હતો કે નહિ. મેં તેનું નામ પુછયું જ્યારે તેણે જવાબ દીધો કે તેનું નામ લોર્દ હયું હતું.'

તે સદાનું યાદ રહેલું નામ સાંભળતાં જુદીથે પોતાનું કપાળ પેલા છોકરાનાં કપાળ ઉપર નીચું નમાવ્યું અને તેણી સ્તબ્ધ થઇ રહી.

'મારા બાપે મને પુછયું કે મારી રમત પછી હું કયાં જતો હતો અને કે મારી સંભાળ કોણ લેતું હતું? મેં તેને કહયું કે હું યાહુદીની બેટીને મળવા જતો હતો; અને કે તમે અને નદી કિનારાનો સાધુ મારી જતન કરતાં હતાં; પણ હું માયરી યાને અને માયર પાદરીનાં મઠમાં રેહેતો હતો કે જ્યાંથી જવાને હું ખુશી હતો. તેણે કહયું કે મને ત્યાંથી નીકળવું જોઇએ કારણ કે તે મને નાઇતની પદ્વીએ ચઢાવવાનો છે. તેણે મને તમારૂં નામ પુછયું જે મેં કહયું ત્યારે તે બોલ્યો કે 'છોકરા, તું તેણીની ઉપર હેત રાખજે કારણકે તારા બાપને તે વહાલી છે.' વળી તે બોલ્યો કે પ્રાયરે મને તમારી

મુળાકાતે ઉતાવળથી મોકલ્યો છે તેમાં તેની મતલ-
બ મને નુકસાણ કરવાની જણાય છે."

આ સખુન સાંભળતાં જુદીથનું દિલ ઉશકે-
રાઈ આવ્યું. તેણીએ ભીંત ઉપર ટકોરા માર્યા એ-
ટલે તેણીની દાસીઓ અંદર આવી. તેણીએ છોક-
રાને ગોદમાં દાબી ચુંમી લીધી અને તેને માયરી ત-
રફ પાછો ફરવાને એલ્તેમાસ કરી. ત્યાર બાદ એ-
લાસેત દાસીને તેણીએ ફરમાવ્યું કે તેણીનો હાથ
પકડી સુવાના ઓરડામાં લઈ જાય કારણ કે તેણી-
ના જીવને ઠીક ન હતું. હયુ પોતાના પિતાને પાછો
મળવાને ઘણો આતુર હતો તેથી તે ઉતાવલો ત્યાંથી
નીકળ્યો.

ગરમીની મોહોસમ ચાલું થઇ હતી. માર્ગ-
માંનાં નાળાંની કીનારી ઉપર રોપાઓ ઉગી નીક-
ળ્યા હતા, જે ઉપર ફુલો પોતાના નાના પ્રકારના
રંગમાં તે જગાને શોભાવતાં હતાં. બાગમાંથી પ-
સાર થતાં પેલે છોકરે વાંકો વળી કાંઇ કાંકરો યા ફુ-
લ તોડયું, અને ગીત ગાતો તે નાળાંને કિનારે તેના
છેડા આગળ ગયો કે જ્યાં એક કુવાની નજદીક
બાગની દીવારમાં એક નાનો દરવાજો હતો કે જે
રસ્તે હયુ હમ્મેશ દાખલ થતો હતો. કુવાને ઉપર
થી એક ચોકઠું હતું કે જેથી પેલા યાહુદીના મા-

ણુસો પાણી કાઢતા હતા. તે શિવાય કુવાને બીજી પાળ હતી નહિ. કુવાની કોર ઉપર ગાંસ ઉગેલું હતું, અને બાજુએ લીલ અતિશય હતી.

જ્યારે નાનો હયુ યાહુદનને મળવા આવતો ત્યારે આ કુવા આગળ હમ્મેશ ઉભો રેહેતો હતો. કુવામાંહેલી લીલોતરીથી અને નાળાંમાંથી કુવામાં તપકટાં પાણીથી તેને મજાહ મળતી હતી.

છોકરાની કંમરે શિકારીઓનું રણ સીંગડું લટકતું હતું; અને છાટીએ રૂપાંની સાંકળી આડી દેખાતી હતી. માથાં ઉપરની ટોપીમાં તેણે રંગરંગના ફુલો ભર્યાં હતાં. કુવા આગળ બેસતાં તેણે કાંકરા અને ફુલો જમીન ઉપર પાંથર્યાં હતાં.

જમીનને નાંક લગાડી બ્હાદુર શિકારી કુતરો સીલ્વીયા નાળાં આગળ રખડતો હતો, અને છોકરાને કુવા આગળ જોતાં ખુશાળીથી બસી તેના ઘુંટણ સાથ પોતાનું માથું ઘસડવા લાગો.

'રે સીલ્વીયા,' પેલું બાળક બોલ્યું; 'તારો ઘટમ ઘણો મજાહનો છે, અને વાળ સફેત દુધ જેવા છે; મારો બાપ મારી માફક તને ચાહશે.'

કુતરે છોકરાના ગાળ ચાટયા, જ્યારે છોકરો તેને એવું કેહેતો જણાયો કે મારો બાપ એક પ્રખ્યાત ઉમરાવ છે જેણે પેલેસ્તાઇનમાં કાફરોની

સાંમે લડીને મરદાનગી દેખાડી છે અને જે લાસમાં પોલાદી બખ્તરમાંજ પાછો ફર્યો છે અને પોતાના બેટાને એક લડવૈયો બનાવવા માંગે છે.

કુતરે ધ્યાનથી સાંભળ્યું અને ખુશાળીની નિશાણુ કરી ભસવા માંડયું.

'તું શું કેહે છે, સીલ્વીયો!' છોકરો બોલ્યો, 'આ કુવામાં હું તને હોમાવી દઉં, અને તારી તરફ નિર્દય બનું? મને મન્ક લોકો (સાધુઓ) એવું સમજાવે છે કે હું તારો સાહેબ છું.'

કુતરો ગેલ કરતો પાછો હટ્યો અને પાછો છોકરાની આગળ આવ્યો જ્યારે તેણે પાછું બોલવા માંડયું:—

'સીલ્વીયો, તારે જાણવું કે તને સુખ દેખાડવા અમને સોંપવામાં આવ્યો છે, અને જો અમે તને દુખી કરીએ તો કયામતને દહાડે અમને તે માટે ખમવું પડે.' સીલ્વીયાએ પોતાની પૂંછડી હળાવી અને જે કાંઇ છોકરો બોલ્યો તે તે સમજતો દેખાયો. તે હયુના હાથમાંથી છુટો થયો અને ઘુરતો દુર દોડી ગયો.

'પાછો આવ! સીલ્વીઆ,' છોકરો બોલ્યો. કુતરો થોડેક દુર ગયો હતો. તેણે છોકરા તરફ જોયું. કેટલાંક કદમ પાછો ચાલી સર હયુની સીસોડી

સાંભળવાની રાહા જોતો કાન ઉભા કરી તે ઉભો, અને પછી લાગલો તેના પડખામાં આવી બેઠો. છોકરો ઉંઘો સુઇને કુવાની અંદરની કોરમાંથી લીલ બહાર કાઢતો હતો. બે મહીનાનો ચંદ્ર તરતનો ઉગ્યો હતો જ્યારે આફતાબનું છેલ્લું કિરણ મગરેબમાં નાબુદ થયું, અને યાહુદીનાં બાગની સાંમે શુક્રનો સેતારો ચકચકીત તેજથી દીપતો થયો.

દિવારમાંનો ખાનગી દરવાજો જોસથી ઉંઘડયો, અને કૃઝેદર યાને પવિત્ર લડાઇમાં જનાર લડવૈયાનો આકાર માહે દાખલ થયો. તે બિગાણુએ નજદીકમાં ભસતા એક કુતરાનો અવાજ ઓળખ્યો; અને પોતાના જમણા હાથ ઉપરના એક કુવા તરફ જોતાં તેણે એક સફેદ કુતરાને કુવાની ઉપરનાં ચોકતાં ઉપર ઉભો રહીને અંધારા કુવાની માંહે જોયા કરતો દીઠો. વરસો અગાઊ તે કુવાની નજદીકમાંથી આ બીગાણુને જોસીનસ યાહુદી વિદાય કરતો હતો. બીગાણુને તે વાત યાદ કરતાં વખત લાગો નહિ; અને હવે તેની આંખમાં પાણી ભરાયાં, કારણ કે ચાલતી મોહોસમ તે હતી કે જે વખતે યાહુદી અને તે બન્ને દોસ્તીના એખલાસથી મળતા હતા; અને કલાક પણ તેજ થયો હતો કે જ્યારે તેઓ જુદા પડવાનો રાખેતો હતો.

'જ્ઞાન અને મોહોબતનાં આ રેહેઠાણને જે-
વી સુખી અને સલામત હાલતે હું જોઇને બહાર
ગયોહતો તેવીજ હાલતે જોઇ હું સુખીછું," બી-
ગાણો બોલ્યો.

શિકારી કુતરો કુવા અગળથી કુદયો. તે સી-
ખ્વીયો હતો. ઉમરાવે તેને પિછાણ્યો. તેના ચાળા
વિચીત્ર હતા, જેથી બિગાણુને અજાયબી લાગી.

કુવાની નજદીકમાં ગાંસની ઉપર કાંકરા અને
ફુલો પડેલાં હતાં. કુતરે તે સઘળાંને સુંઘ્યાં. તેણે
પોતાનાં નખવડે જમીન કોતરવા અને ભસવા માં-
ડયું. નાળાના માર્ગે પાછો દોડી ગયો અને ગોયા
ઘર માંહેલાં લોકોની મદદ માંગતો હોય એમ ભસવા
અને રડવા લાગ્ગો. પાછો તે કુવા આગળ દોડયો
અને દરેક ફુલ તથા કાંકરાને સુંઘી પાછો શોકાતુર
અવાજ કહાડવા લાગો. છેલ્લે તે કુવાનાં ચોકટાં
ઉપર કુદી બેઠો અને પાછો કુવા માંહેલાં પાણી
તરફ જોવા લાગો, અને એ સઘળો વખત પેલા
બીગાણુના આવી પોંહોંચવાને વધાઇ તરીકે મત-
લબી પોકાર કરતો હતો.

ઉમરાવની ખાતરી થઇ કે કુતરો તેને પાણી-
માં નજર કરવા કહે છે, જેથી તેણે તેમ કીધું. પા-
ણીમાં તદન અંધારૂં હતું; પણ તેણે પોતાની નજર

ખસાડી નહિ. થોડીક પળ વહી ગઈ એટલે ચંદ્રનું અજવાળું પાણી ઉપર પડયું. હવે તેને એવું લાગું કે કુવામાં કાંઈ ચીજ પડયાથી પાણીની સપાટી ઉપર પરપોટા આવતા હતા. તે બીચારાને જે દુખદાયક તોટો ગયો હતો તેનો તેને જરાએ શક ઉત્પન થયો નહિ! તેનો તો એવો વિચાર હતો કે તેનો દીકરો પ્રાયરને ત્યાં ગયો હશે યા જુદીથની આગળ હશે. તેણે સર હયુને કાલેબની સંભાળ હેઠળ બાગમાં મળવાની વકી રાખી હતી. પણ તે ઉમરાવ અને યાહુદીની બેટીનાં નસીબમાં તે સુંદર ફુલ જેવાં બાળકને ફરી મળવાનું સરજેલું ન હતું.

બીગાણુએ કુતરાને બાગમાં તેની પુઠે જવાને લલચાવ્યો, પણ તે ત્યાંથી ખસે.નહિ. તે એક ગાંસવાળી જગા ઉપર ઉભો. તેના જમણા હાથ ઉપર જુદીથનો બાગ હતો જયાં કાચના અને પીતલના નકસીદાર સ્તોન્દો તથા કુંડાં હતાં. ડાબા હાથ ઉપર કલેરીબલની સંગેમરમરના પથરની કબર હતી. તેના મો આગળ અને ઘરના ઝરૂકાની સાંમે મેવાના ઝાડો હતાં જેમની ઉપર મોહોસમના બાહારની મેહેર થયલી હતી. તેની પીઠે બાગનો જંગળ વાળો ભાગ હતો કે જેમાં સીધા માર્ગો હતા જે સઘળા એક મેદાનને મલતા હતા.

ઉમરાવે એવો મોટો જભ્ભો પેહેરેલો હતો કે જેથી તેનુ પોલાડી બખ્તર તથા તરવારનું મયાન દેખાતાં ન હતાં. તેની ટોપીથી તેનું મો ઢંકાઈ ગયું હતું, અને પ્રવાશની ધુલથી તેનું આખું આંગ ભરાઇ ગયું હતું. તે જમણા હાથ તરફ વળ્યો, એટલે તેના કાણ ઉપર કોઇના મધુર રાગના સરોદનો પડધા થયો ગાનાર પેલી યાહુદન હતી; વાજીંત્ર તેણીનુંજ હતું કે જેના નાદને તે કોમલ નારીનો કોમલ સાદ મલતો આવતો હતો.

તે તકે તેણીનું ગીત કોઇના મરણના ફાતીઆ બરાબર હતું એ વાતની જુદીથને તેમજ પેલા ઉમરાવને ખબર ન હતી. ગાયનની છેલ્લી લીટીએ તેણીનો દમ નરમ. પડી ગયો. તેણી કોઇના ખ્યાલમાં પડી. સીલ્વીઓ કુતરો તેણીની નજદીક જઇ ઉભો જેની હાજરી સ્વીકારવાને તેણીએ તે જાનવરના માથાં ઉપર ઘસવાડયું. નાજુકમાં નાજુક વિચાર તેણીનાં મન ઉપર રમવા લાગા. તે સર્વ લાર્ડ હથુના આવી પોહોંચવાની ખબર ઉપરથી ઉત્પન થયા હતા. તેણી એક બંધબસ્ત જગામાં કેદીની માફક રેહેવાથી તેણીના હાથની માંગણી કરનાર જણાયા નહી, અને જે થોડાઓએ તેણીની માંગણી કરી હતી તેમને રદ કરવામાં આવ્યા હતા કારણ કે તે-

ણીની આગળી મોહોબતે પોતાનું કાયમપણું છો-ડયું ન હતું. જ્યારે લોર્ડ હયુ વિશે તેણી વિચાર કરતી હતી ત્યારે તેણીને આખી સ્રૂષ્ટી, બેહેસ્ત, અને હમ્મેશગી યાદ આવતી હતી. જગતનાં લોકો ના હમસાથ તેણીની મોહોબત પોતાના ડચકાં ભેલ-તી હતી. તેણીની મોહોબત ગોયા આ દુન્યાને લાય-કની ન હોય યા દરરોજના સાધારન વપરાસને બ-રની પણ ન હોય, એવી હતી.

ઉમરાવ જુદીથ તરફ ટગોટગ જોતો ઉભો. ચંદ્રમા તેણીના ઉપર પગથી માથા સુધી પ્રકાશતો હતો. જે બેઠક ઉપર તેણી બેઠી હતી તેની પછવાડે કોઇ એક ઓક ઝાડના મુળ ઉપરથી થોકરાયો. સી-ટ્વીઓ ભસ્યો, અને જુદીથ બોલી, 'ચુપ રેહે, શીટ્વીઆ; એ તો મારા બાવા છેં!'

બીજી પળે એક આકાર તેણીના સામું આવી ઉભો. તે તેણીને અંજાણો ન હતો. લોર્ડ હયુએ ભા-રી ખુશાલી સાથ તેણીનો હાથ પકડયો. 'બાઇ સા-હેબ!' તે બોલ્યો, 'જે સઘળાં સંકટ, દુરદશા, અને આફત મને સોસવાં પડયાં છે તે પછી આક-બત આપણે એકઠાં મળ્યાં છિએ. સઘળાં સંકટનો અવેજ આ પળે મને આપ્યો છે; જે ઇશ્વર શ-ક્તિથી એ સુખ મળ્યું છે તે હમ્મેશ આબાદ રે-હેજો.'

'મારા લોર્ડ હયુ!'

એટલાજ શબ્દો ગુન જુદીથ બોલી શકી જે બેદરકારીને લીધે હયુ તરેહવાર વિચારના વમલમાં ગોટાં ખાતો થયો. તે મનમાં બોલ્યો, 'હું એક ખ્રિસ્તી છું; અને તેણી એક યાહુદન છે—તેણી આ સરજમીન ઉપર એક સઉથી માતબર વારેસ, એક સુંદર નાજનીન, અને અજીત રામશગર છે'—જ્યારે હું પવિત્ર ક્રાસનો બાધાલીધેલો લડવૈયો, એક ગરીબ નાઇત (ઉમરાવ) જેની પાસ પોતાનાં નામની કીર્તિ, ધરમ ઉપરની કુરબાની, તથા વારસાની બાબમાં બેનસીબ બેટા શિવાય બીજું કાંઈ ધરાવતો નથી.

એક ઝાડના મુળ ઉપરથી જેણે ઠોકર ખાધી હતી તે આ ઉમરાવ ન હતો, કારણ જ્યારે તે જુદીથનો હાથ પકડી ખામોશ ઉભો હતો ત્યારે તે બંધેએ કોઇનાં પગળાં હેઠળ કાંકરા કચડાવાનો અવાજ સાંભળ્યો હતો.

'તારી રજાથી, જુદીથ.' નાઇત બોલ્યો, 'મારા વતરોગે કોઈ બીજો સખશ દાખલ થયો છે;' અને એટલું કેહેતાં તરવારની મુઠ ઉપર હાથ દાખતો તે દોડયો.



પ્રકરણ ૭ મું.

હવે પેલી ગમ જ્યારે લાર્ડ હયુ ઘરની અંદર જવાના એક છાયાદાર માર્ગને નાકે જઇ પુગો ત્યારે તે ચિરડાઇને બુલંદ અવાજે બોલ્યો, 'એ કોણ અહિં છુપાયો છે?' પણ જવાબ મળ્યો નહિ. 'કોઇ શખસ આખી સાંજ થઈ મારાં પગળાં તપાસતો રહયો છે!' વળી તે બોલ્યો, 'જો તે કોઇ મારો દુશમન હોય તો સેતાબ મારી સાંમે ઉજરડાંમાં આવે, નહિ તો તે કોઇ હિચકારી કાગન હોવો જોઇએ કે જે મર્દાનેમર્દની શમશીરના જખમને તદન લાયક નથી.'.

એ સખુનથી કાંઇ અસર થઇ• નહિ. નાઇતે પેલા છાંયાદાર માર્ગના સઘળા અંધારા ભાગો તપાસ્યા; પણ ત્યાં ફુલનાં કુડાં, ગોલાબના છોડ, ફુલના વેલા, બેસવાની બરણીઓ, અને છુટાં છવાયાં પુટલાં શિવાય બીજુ કાંઇ તેણે દીઠું નહિ. જમીન તરફ નજર કરી તેણે કાંઇ સાંભળવાને કાન ધર્યા, એટલામાં જુદીથની કિકિયારી સંભળાતાં તે તેણીની તરફ ધસ્યો ગયો. 'મારા લોર્ડ હયુ!' તેણી બોળી, 'મને બચાવો!'

'બાઇ, તને એરવેશે ગભરાતમાં નાખવાની કોણે હિમ્મત ચલાવી છે?' તેણે પુછયું.

'ઘરમાં ગયા પછી હું તમને સઘળું કહીશ. 'ઘરમાં તમારા મિત્ર મારા બાવા તમને મળશે, જેઓ તમારી આ પધરારામણીમાટે તમને મુબારકબાદી આપશે.'

બેલાસેત અને કેતુરાહ પોતાની સાહેબજાદીને ઝરૂખા ઉપર મળી. તેઓ તેણીની હજુરમાં એક હથિયારબંધ નાઇતને જોઇ અચરત થતી દેખાઇ.

'બેલાસેત, મારા લોર્દ હયુને સલુનમાં લઇ જા, અને એમની ખીદમત કર્યામાં લાવ! જુદીથ પોતાના બાપ હજી પાછા ફરયા નથી એવું સાંભળીને બોલી. 'સાહેબ,' અમીર તરફ ફરીને તેણી બોલી, 'બાગમાં મને જે બીહીક લાગી હતી તેથી મારી તબીયત બગડી છે; મને જવાની રજા આપો. સલુનની દિવાલ નવી રંગેલી છે, અને એક તેબલ ઉપર નવાજ આવેલા કેટલાક દાબડા છે જે જોતાં તમારૂં દિલ રીઝાશે. તમારા મિત્ર, મારા બાવા, હમણા આવી લાગશે; તેટલાં હું તમને કહું છું કે તમે ભલે પધારયા.'

લાર્દહયુ ઝરૂખા ઉપર થોભ્યો અને ત્યાંથી બાગમાં નજર કરવા લાગો. જુદીથ માળ ઉપર પોતાના ઓરડામાં ગઇ. જતી વખત તેણીએ દા-

સીઓને હુકમ કર્યો કે ઞ્લેબને ફાણુસ લઇ બાગ-
માં તપાસ કરી આવવા કહે. ઓરડામાં ગયા પછી
તેણી ગાલીચા તરફ નજર ટેકવી બોલી, 'તેને મેં
પાછો દીઠો છે. કેમ મારાં જીગર, આ વાત ખરી
છેની? તેનો ચેહેરો ફરીથી મારી નજરે પડયો છે-
ની? પણ મારી લાગણી ઉશકેરાયલી હોવાને લીધે
તેના ચેહેરા ઉપર ધ્યાનથી બરાબર નજર ગઇ ન-
હિ. અને વળી આ બીજી શી નાદાની મારાથી થ-
ઇ છે? લોર્ડ હયુ તરફની મારી મોહોબત ઉઘાડી
પાડવામાં મેં કેવી ગફલતી કીધી છે. તે હાલમાં
નીચે છે. મારા બચપણ પછીથી મારૂં એકુ પણ
વહાણું મારાથી જુદું પડયું નથી. રે મને જન્મ
આપનાર! તું જીવતી હોત તો મને કેવું ગમત!
હું મારાં ઘરના બાગની દિવાલની હદ બહાર આ-
જ સુધી ગઇ નથી તોપણ આ ભાત ભાતના હાંદે-
સા કેવા મારી ઉપર ઉપરાસાપરી પોતાનો મારો
ચલાવે છે! શું કોઇ બીજા સખશ ઉપર એ રવે-
શના સંખ્યાબંધ ગજબ ગુજરતા હશે? આ મારી
ઉમ્મરના ચોવીસ સાલ ગોયા ચોવીશ સદી બરાબર
છે. મારા બાવાને ઘણું મોડું થયું છે પણ તેથી
મારે ગભરાવું નહિ જોઇએ, કારણ બેલાસેત ખ-
બર લાવી છે કે હજી જમણ પુરૂં થયું નથી. પણ

પેલા છાંયાદાર બાગમાંથી મેદાનતરફ કોણ નાહા-શી ગયું હશે! તેના દિલમાં પાદરીનો જભ્ભો પેહેરે-લો હતો. અને એજ મને અજાયબજેવું લાગે છે.'

કેતુરાએ બારણું થોકયું અને હાંફતી હાંફતી બોલી, 'મારી વહાળી, સેઠાણી!' શું બન્યું હતું તે પુછવાને યાહુદનની તાકાત રહી નહી. પેલો બી-ગાણો, જેને તમે હું ધારૂં છું કે લાર્દ હયુ કરી બો-લાવતાં હતાં, તે—'

'હા,' જુદીથ બોલી, 'તેમને વિશે શું?'

'તે કાલેબસાથ બાગમાં ઇકેનોના પ્રાયરની (પાદરીની) તલ્લાસમાં ગયો છે. અરે મને ધુજરાં છુટે છે!'

'ઇકેનોનો પ્રાયર!

'હા, મારી વહાળી સેઠાણી; કાલેબ અને લો-ર્દ હયુએ તેને ઝાડીની અંદર ભરાઇ જતાં દીઠો છે. હું ખાતરીથી કહું છું કે તે કાંઇ સારો નીષ્ટા-થી અતરે નથી આવ્યો: શેહેરમાંહેનું દરેક આદ-મી પ્રાયર તેલરને બદજાત તરીકે ઓળખે છે. એવું કહેવાય છે કે તેણે કોઇ એવું કામ કીધું છે કે જે-થી તેનું અંતઃકરણ દુખી રહે છે; પણ તે કામ શું તે એક ભરમ છે.'

'ચુપ રેહે, ભલી છોકરી,' જુદીથ બોલી.

'અગીત મારા બાવા હવે જલદી પાછા ફરશે! સાંભળ! પગલાં તેમનાંજ સંભળાય છે, નહિ વારુ?'

'નહિ, તેઓ હજી આવ્યા નથી,' તે છોકરી બોલી.

'જઈને જો કેતુરા,' જુદીથ બોલી.

દાસી ગઈ, પણ નાશીપાસીના જવાબસાથે તેણી પાછી ફરી.

'કાલેબ અને લોદ' હતું,' તેણી બોલી, 'એક માણસને માટે મીનબતી લેવા પાછા ફર્યા છે, અને તેઓ કુવામાં બતી ઉતારે છે.'

તેણીએ ઝરૂખાની સીડી ઉપરથી તેમને વાત કરતા સાંભળ્યા હતા, અને તેમની વાતના થોડાક બોલો જે તેણી ભેગા કરી શકીહતી તે પોતાની સાહેબજાદીને કહેવામાં લાવી:—

'કુવામાં કાંઈ પડયું હતું-સીલ્વીઓ-મજબુત બાંધાનો.'

'મને કાંઈ સમજ પડતી નથી,' જુદીથ બોલી, 'સીલ્વીઓ કયાં છે?'

'નાનો સર હયુ અને તે સાંજે એકઠા બહાર નીકળ્યા ત્યાર પછીથી મેં તેને દીઠો નથી: મેં સર હયુંને બાગમાં જતાં દીઠો હતો, અને તેની પુંઠે તાબરતોબ સીલ્વીઓ દોડયો.'

'તેં સર હયુ અને કાલેબને બાગમાં જતા દીઠા છે એવું કેહેવા માગતી હશે,' જુદીથ બોલી; 'કારણું તે છોકરો કાંઇ એકલો નીકલ્યો ન હતો.'

કેતુરા અચકી; પછી બોલી, 'કાલેબ તો વખારમાં કાંઇ માલ બાંધતો હતો. સર હયુએ દરવાજા આગળ મારીપાસેથી ચાલી મને સલામ કરી કહયું, 'તું મને કોઇ દિવસ ખરા ઉમરાવ લડવૈયાનો કાંતો બુતે બાંધેલા સાથ દેખશે. મારા વાવટાસાથ હું જ્યારે મારા પોતાની પછવાડે ચાલીશ ત્યારે સર્વ લોકો તેને અને પછી મને માન આપશે. ખચીત, કે એવો દહાડો જરૂર આવશે. એ સખુન બોલતાં તે ઝરૂખા ઉપર નીકળ્યો.'

'આ લોર્ડ હયુ તે તેનો બાપ લાગે છે,' જુદીથે તેણીને અટકાવી કહયું, 'કેતુરા, તું જાણે છે કે માયરી અહિંથી અડધો માઇલ દુર છે. અને રસ્તો સલામત નથી વળી આવા વખતમાં તો તે છોકરાને એકલો જવા દેવા હું ઇચ્છું નહિ. મારી આગળથી તે નીકળ્યો ત્યારે તે ઘણો ફિકકો પડી ગયો હતો તેથી મેં તને સોંપ્યો હતો.'

દાસીને પોતાની ગફલતીના વિચારથી દિલગીરી ઉપજી. તેણી હવે શું કરી શકે? સંત્ય કાંઇ છુપું રહે નહિ, છોકરો આજે ભણવા આવ્યો હતો

એ વાતની કાલેબને ખબર હતી નહિ; અને યાહુદી
ના ઘરમાંથી સર હયુ એકલો નીકળ્યો હતો એ વા-
તમાં કાંઈ શક હતો નહિ. હવે જ્યુદીથની ધાસ્તી તે
ણીના હાથમાં રહી નહિ, જે કારણસર તેણી કેતુ-
રા ઉપર ગુસ્સે થઈ. તેણીને કાંઈ કરવાને સોંપ્યા
પછી તેણી બિછાણા આગળ ઘુંટણીએ પડી અને
પોતાનાં દિલને હીમ્મત આપવાની કોશેસ કર્યામાં
લાગી.



## પ્રકરણ ૮ મું.

ગ્રોતેસ્તના પાદરીના આશરા હેઠળ લીનકન-
ના યાહુદીઓને ઇંગ્લેન્દના કાયદાનો પુરતો લાભ મ-
ળતો હતો પણ હવે તે વખત બદલાયો હતો અને
લીનકનનો અમીર પોતાના રસાલા સહીત પાછો ફ-
ર્યો હતો જેથી યાહુદીઓને માટે ધ્રુજવાનો વખત
આવ્યો; તો પણ તેઓ જોસીનસને પોતાને માથે
રાજા હોય એમ સમજતા હતા.

જે માણસ સાથ કામ લેતો હતો તેના સ્વ-
ભાવ વિશે શાહાઝાદા એદવર્દને કાંઇ ખબર હતી
નહિ: પોતાની ઓથાઇના ઓઠાં હેઠળ જોસીનસ યા-
હુદીને પોતાની મરજી પ્રમાણે નાણું આપવાને દમ
ભરાવામાં તેણે કાંઇ બાકાત રાખી નહિ; પણ જો-

સીનસ મક્કમપણે તેની સાંમે થયો. એક મોટી રીકઝીક પછી શાહાઝાદાએ યાહુદીની તમામ શરત મુજબ કરવાને કબુલ કીધું, એટલે કાયદા સરતું લખત તઇયાર થયું.

તે થયું એટલે લીનકનને અમીર એક બીજા ઉમરાવસાથ જોસીનસ આગળ ગયો; અને તેની હુઝતમાટે તેને હલકા શબ્દો બોલ્યો; પણ તે મક્કમ વિચારના યાહુદીએ જ્યાંસુધી અમીર પોતાનું આગળું કરજ અદા કરે નહિ ત્યાંસુધી તેને કાંઇ પણ વધુ રકમ ધીરવાને ના પાડવાની બોહોસ ચાલુ રાખી.

અંધારૂ થયા પછી નાણા ધીરનારાઓનાં મુકામનો જાહેર ભાગ બંધ થયો એટલે કાલેબ તેના ધણીને ત્યાંના તેના ખાનગી ઓરડામાં મળ્યો જ્યારે તે વ્યાજખોરાએ તેને કાંઇ અગત્યના હુકમો સંભાળ અને તાકીદથી બજાવવા ઘર તરફ જવા કહયું.

'મારા ભત્રીજાને જઇને કેહે,' યાહુદી બોલ્યો, 'કે આજની મેજબાનીને લીધે મને ઍાતેસ્તનો પાદરી મળ્યો નથી; તોપણ મારી બેટીના બચાવ ખાતર તેની સાથ મિલાપ કરવાને હું કાંઇબી રીતે મારી જીંદગી જોખમમાં નાખીશ. દુરમાં કોઇ તોફાન ના વાદલ આપણા માટે એકઠાં થતાં હોય એમ લાગેછે, જે માટે કદાચ જુદીથને બોસ્તન યા ન્યુઆર-

ક તરફ મોકલી દેવી પડશે. જેસ્તાને અરજ કર્યામાં લાવ કે વખારમાંહેલા માલનું શું કરવું તે તને જ-ણાવે. કોઇ પણ આવતી તકે કામ લાગે એવી ગો ઠવણો કરવી જોઇએ. સેંત મોહોલ્લામાં રેહેનારો લીઓની નામનો મારો ઓળખીતો કિમ્મતી દાગી ણાઓ પોતાના સ્વાધીનમાં રાખશે. તે તમામ જ્યા-રે મધ્ય રાતનાં સુમસામ થાય ત્યારે તેને ત્યાં લઇ જજો.'

રાતના અંધારા વખતમાં જોસીનસ બહાર નીકળ્યો. જતી વખત લોકાનાં ટોળાંને સલામ કરતો હતો એટલામાં કોઇ કેહતું, 'બચ્ચા, સાધુઓને તા-રી સાથ સારૂં છેની?' બીજો કહે 'તેલર પાદરી પો-તાના ધરમના ફેલાવા માટે જોઇએ એટલો ખંતી રેહેતો નથી, યા તો હું ધારૂંછું કે તે તને વટલાવ-વાની કોશેસ કરે છે.'

'જોસીનસે એ સખુનોની મતલબ પુછી જ્યારે તેને જણાવવામાં આવ્યું કે ઇકેનોનો પ્રાયર (પાદ-રી) તેના બાગના દરવાજા આગળ કોઇની તપાસમાં ફરતો દેખાયો હતો; અને આજ સાંજે તે બાગમાં દાખલ થતો પણ જણાયો હતો—એક વેળા એકલો અને બીજી વેળા બે સાધુઓ સાથ.

હવે શું કરવું તે જોસીનસને સુજયું નહિ;

પણ તેના ડહાપણમાં એવું આવ્યું કે જાણે કાંઈ સાંભળ્યું નહિ હોય તેમ ત્યાંથી ચાલી જવું. ચઢાણને મથાળે દેવળ હતું. ઢળાવ ઉપર મેહેલ હતો કે જેમાં બાગ અને ઝરૂખા સાથના ત્રણ ચોક હતા.

એ મોહોલ્લામાં દાખળ થતાં પારકા દેશના ગવેયાઓના ગાયનના અવાજો મેહેલમાંથી નીકળતાં તેણે સાંભળ્યા. સેંકડો મીનબતીથી તે મેહેલ દીપતો હતો. સેંકડો આદમી જમાવ થયલું હતું જેમાં લશકરી માણસો, મશ્કેરાઓ, સાધુઓ, અને તમામ વર્ગના પાદરીઓ હતા.

કશાંની ઉપર પેલા યાહુદીનું ધ્યાન ખેંચાયું નહિ; કારણ કે તેના વિચાર પોતાનાં કામની ફતેહનાં સાધન ઉપર લાગેલા હતા.

'લોર્ડ' હયુ આજે નીચલાં શેહેરમાં ફરતો જણાયો હતો.' એ શબ્દો સાંભળતાં તે બોલનાર કોણ હતો તે જોવા જોસીનસે નજર ઉપર કીધી; જ્યારે કોઇ બીજો જવાબ આપતો સંભળાયો કે 'હા, ઇકેનોનો પાદરી હવે સંભાળમાં રેહેશે!'

'એ શું કહયું તમે?' એક સાધુએ પુછયું. આ સાધુ તેજ હતો કે જેને જુવાન સર હયુ મળવા જતો હતો. 'લોર્ડ' હયુ લીનકન આવ્યો છે?' પેલા બે શખસો જેઓએ ઉપલી વાત ચલાવી હતી

તેઓ ટોલામાં ચાલી ગયા જ્યારે એક ઓરત બો-
લી, 'ભલા પાદરી બાવા, આજે મેં સર હયુને હાઈ
સ્ત્રીતમાં ફરતાં દીઠો હતો; તેની પ્રકૃતીમાં તે લગાર
નખાઇ ગયલો દીસે છે. આગળ તેનો દેખાવ ઘણો
ઠીક હતો અને મારી મા કહેછે કે.—'

યાહુદી આશાથી ઉલતમાં આવી આગળ
ગયો. તે બોલ્યો, 'જો આ વાત ખરી હોય કે મા-
રો નેઝેરીન મિત્ર અતરે આવ્યો છે તો જ્યાં સુધી
તેની મારી તરફની મિત્રાચારી ભરી લાગણીમાં ફે-
રફાર થયો નથી ત્યાંસુધી મને કાંઈ પણ કારણસર
બીહીવાનું નથી. તોપણ કેટલીક વેળા હવાના ફેર-
ફારોથી જીગરની લાગણીમાં પણ ફેરફાર બને છે.'

યાહુદીઓનો લટો ડુંગરના ઢેલાવ ઉપર હતો.
તે સ્ત્રેત મોહોલ્લાને પેલે નાકે હતો જ્યારે મેહેલના
કિલ્લાની દિવાળ તેની જમણી બાજુ ઉપર ગામડી
આઓના રમવાના તથા ફરવા હરવાનાં મેદાનની
પેલી કડે હતી. આ મેદાન ઉપર પેલા યાહુદીએ
એક મુર જાતની છોકરીને ગાંસની જમીન ઉપર કાં-
ઇ ગીત ગાતી બેઠેલી દીઠી; તેણીની આસપાસ કાં-
ઇ જાઝુ લોક જમાવ થયું ન હતું.

જોસીનસ જ્યારે પશ્ચિમ તરફનાં ચોકમાં
દાખલ થયો ત્યારે મેહેલના તબેલાઓમાં ટટુ, ખ-

ચર, અને લડાઇના ઘોડાઓના તેમજ ચાકરોનાં પોકારો, સાધુંઓ અને પાદરીઓની વાતચીતના અવાજો તેનાં સાંભલવામાં આવ્યા કે જે સાથ શાહાઝાદા એદવર્દ અને પોપના એલચીની પરદેશી ભટકીઓના સરોદસાથ એસ્કુવાયર અને ખીદમતગારોની ઠોલઠપ્પા તથા રાંધણીમાંનાં વાસણોના અવાજ પણ ભેલાયલા હતા.

પેલો વેપારી એક મેહેરાબના થાંભા હેઠળ ઉભો રહી વિચાર કરતો હતો કે અગર બીશપ (વડા-પાદરી) તેનાં કામમાં હાથ ઘાળવાને ના પાડે તો બીજો શો ઉપાય લેવો. તે ત્યાં ઉભો હતો એવામાં બે શખસો આવી પોહોંચ્યાં. યાહુદી ઉપર તેમની નજર ન પડતાં તેઓ તેની છેક નજદીકમાં ઉભા અને આ મુજબ અકેકસાથ વાત કરવા લાગા:—

'મારા લોર્દ, આ વાત ખરી છે કે જ્યારથી પોપની (રોમ શેહેરના વડા ધર્મ ગુરૂની) સતા અતરે ચાલુ થઈ છે ત્યારથી આજ સુધીમાં કોઇ દિવસ ન બનેલી રીત મુજબ આ લીનકનનો બીશપ આપણા તે મહા ગુરૂનો અને રાજાનો અનાદર કરતો રહયો છે. જો એનાં કામમાં કાંઈ પણ ખતા બન્યા સરખું દેખાય તો તે સુધારવાને પોપ કે આપણો પાદશાહ ભલામણ કરેતો તેની તે કાંઇ દરકાર

કરતો નથી. થોડુંકની વાત ઉપર તેણે સાધુઓની રેહેવાની રીતની તપાસ ચલાવી તેમને છેડયા છે. દરેક ખાતાંના ઉપરીઓને તેણે હુકમ કર્યો છે કે પોતાના હાથ તલેના ખાતાંમાં જોઇતો સુધારો કરવો.

જે શખસ પાદરીઓમાં આવો ફેરફાર કરવાની કોશેસ કરે તે કાંઇ સાધારન માણસ ન હોય. એ પાદરીઓ ખ્રિસ્તી નામને માઠું લગાડનારા છે.

આતેસ્ત કાંઇ જેવો તેવો અદમી નથી. તેની પરહેઝગારી મજબુત છે, અને દેવળને શુધારવાની તેની ઉલત તેના સઘળા લાભ અર્થે છે. અને તેનું મિતાહારપણું લોકોમાં એટલું જણાયલું છે કે તે સાંભળી સર્વ તેને હસે છે.

"મિતાહારપણું!" મોટાં દિવાનખાણાં તરફ આંગલી દેખાડતો બીજો શખસ બોલ્યો.

રે સાહેબ આ ખાણું પોપના (રોમ શેહેરના વડા ધરમ ગુરૂના) એલચીએ આપ્યું છે. તેણે આ મેહેલનો કબજો લીધો છે એવું જણાયછે. તે અહિં કાંઇ છુપો સંદેસો લઇ આવ્યો છે જેથી બિશપ (વડા પાદરી) ના બાબમાં કાંઇ બુરૂં થાય એવું સુચાય છે; અને આજની રાતે તેની મતલબ ઉંઘાડી પડયા વગર રેહે એવું નથી. પણ બીશપને તમે પોતાની આબરૂ સચ્ચાઇના બાબમાં ટકવી રાખતો જોશો."

'મેં સાભળ્યું છે કે તે પોતાની રીતભાતમાં ઘણો સાદો છે.'

'હા તેમજ છે. તે અને તેના તમામ સારા ગુણલીધે તેના ઘણા દુશમન થઈ લાગાછે. કેનતરબરીના વડા પાદરી, આર્ચબીશપે તેને ન્યાત બહાર ગણ્યો છે. આ દિવાનખાણામાં છુટા છુટા રાખેલા લશકરીઓને આ પળે તેને પકડવાને હુકમ મળતા હશે એમાં અચરત સરખું કાંઇ જણાતું નથી. પોપનો એલચી પોતાની તેમજ પોતાના મુરબ્બીની મતલબ સાચવવા તેની તરફ દગો રમતો હશે; પણ જો તેમ બન્યું તો પરિણામ એલચીને પસંદ પડતો નથી નીપજવાનો.

'ત્યારે તો અહિંજ થોભવાને હું અધિરો બન્યો છું.'

'તમારા વતરોગે બીજા ઘણા જોવાની ઉલટે અતરે જમાવ થશે. તમને અંદરના ભેદથી વાકેફ કરવા જોઇએ. જોગીઓનો વડો, પ્રાયર એનો મોટો દુશમન છે. તે ઘણો લોભી છે, અને એબત (ચઢતો પાદરી) થવાની ઉમેદ રાખે છે; પણ પ્રોતેસ્ત તેનાં દરેક કાવતરાં ભરેલાં પગળાંની તપાસ રાખી તેની મતલબમાં ખલલ કરે છે. ચાલો આપણે પોષાક પેહેરીએ; જમણ તઇયાર છે.'

આ વાત ઉપરથી જોસીનસે સમજી લીધું કે જ્યારે બીશપ પોતે એટલી ધાસ્તીમાં ગરકાવ છે ત્યારે એવો સંભવ રહે છે કે તેના તરફથી તેને કાંઈ મદદ મળી શકે નહિ. તેણે વિચાર કીધો કે 'પણ આ દેખીતું છે કે લોર્ડ હયુ કાળ શિવાય તેને મળનાર નથી, અને મને મદદ તો આજ રાત્રે મેળવવી જોઇએ.'

બીશપના ખીદમતગારને જોસીનસ મળ્યો. તેને તેના સાહેબનો હુકમ હતો કે તે યાહુદીને જ્યારે કાંઇ પણ અગત્યનું કામ હોય તો તેવિશેની તેને ખબર કરવી. યાહુદીએ તેને કહયું, 'મારા લોર્ડ બીશપને કહોકે 'જીવ યા મોતના સોદાનો વખત આવ્યો છે.'

ખીદમતગાર પાછો ફરયો. તેણે પેલા યાહુદીને પાદરીઓનો સાહયો તથા ટોપી પેહેરવાને ફરમાવ્યું જે લાચારીએ તેણે પેહેરયાં અને ભીડમાંથી કોપરયાં મારતો ખીદમતગારની પછવાડે ગયો, અને તેના કહેવા મુજબ તે ચુપચુપ એક દરવાજા આગળ જઇ ઉભો. 'અહિંજ ઉભો રેહેજે અને બોલાવું ત્યારેજ આવજે.'



## પ્રકરણ ૯ મું.

ભારે આતુરતા સાથ જોસીનસે ત્યાંના દેખાવ ઉપર આડી નજર ફેંકી. થોડી વારમાં પ્રોતેસ્ત જમણ વાળા ઓરડામાં ઘણાક બાદી–ગાર્દ તથા વિશ્વાસુ પાદરીઓના એક મોટા રસાલા સહીત તદન સાદા લેબાસ અને સાદી ધપછપ સાથ દાખલ થયો. જતાં તેણે યાહુદી તરફ નજર કીધી જેને તેના ચેહેરા ઉપર આંગળના જેવો દેખાવ લાગો નહિ. તે બીશપ ઉમ્મરે૬૦ વર્ષનો હતો. તેના ભલાપણાએ તેના ચેહેરા ઉપર પ્રમાણીક અને ખુલ્લા અંતઃકરણની સાએતી જણાતી હતી. હાલમાં તેની આંખમાં ગુસ્સો અને તેના હોઠ કરડા બનેલા દેખાતા હતા. પોતાની ચોબાજુએ નજર કરતાં તે બડબડતો હતો.

હવે વેપારી બિહિધો કે તેનાં કામની અરજ ફોકટ જવાની; તો પણ, પેલા ખીદમતગારના આવી પોહોંચવાની રાહ જોતો તે તહિં ધીરજથી ઉભો. શાહાઝાદો એદવર્દ એક માચરા ઉપર પુર દબદબાસાથ ત્યાં બીરાજેલો હતો. તેની આજુબાજુએ તેના સાથીઓ હતા. પોપનો એલચી એક બીજી ઉંચી બેઠક ઉપર હતો. ભલો બીશપ વચોવચમાંના રોનકદાર માચરા ઉપર આવી બેઠો. જેવો તે બે-

ટો તેવીજ જમણની રકાબીઓ તેબલ ઉપર મુકાઇ.

જોસીનસે પેલા ખીદમતગારની તલ્લાશમાં ભીડની અંદર અહિંતહિં નજર ફેરવી. ત્યાંની રચણા જોતાં તેના દુખી મનને ગમત મળતી હતી. જમણનો વડો કારભારી માચરાને મહાળે આવી ઉભો. તેની પાસે છરી કાંતાસાથ તેનો મદદનીસ હતોં. તેના હાથ ઉપર એક નેપકીન ઝુલતો હતો. ભોજનનો ચાખનાર દરેક આવતી વાણી પેહેલે ચાખી દેખાડવા બીજાની નજદીક ઉભેલો હતો. એ ત્રણ શખસો દરેક વાણી ચાખી આગળ ચલાવતા હતા, અને તે આટલાજ માટે કે લોકોની ખાતરી થાય કે જમણમાં કાંઇ ઝેહેરી વસ્તુઓની ભેલ થઇ ન હોય.

થોડીકવારે બીશપ જમણને દુવા ચાહાવા ઉઠયો જ્યારે તમામ લોક ઘુટણીએ પડયું. એમ કરતાં જમણનો ત્રીજો દોર ચાલ્યા પછી પેલા ખીદમતગારને બીશપ કાંઈ સવાલ કરતો દેખાયો. તરત પેલો યાહુદી તેની પછવાડે જઈ ઉભો. 'કેમ, એવું તે શું ઉતાવલનું કામ છે કે જે માટે તને આવાં જમનની વખતેજ આવવું પડે છે? શું તું જોતો નથી હું પોતે આ મારા પોતાના મેહેલનો સાહેબ નથી. પોપનો એલચી અહિં આજે મુખ્તીયાર છે.'

જોસીનસ તરત બોલી ઉઠયો, 'મારા બીશપ સાહેબ તમારામાટે મેં એવું સાંભળ્યું તથા દીઠું છે કે જે-થી મારૂં દિલ ચાક થાય છે. ગમે તેવી તમારી હા-લત થાય પણ હું જાણું છું કે તમે તમારાં ભલાં નામને પુરતા લાયક છો. પ્રમાણીક, અદલ, અને હજી સતાદાર. હું ધાસ્તીમાં છું. હું અને મારાં—!' એ સખુન સાંભળી પાદરીએ જવાબ દીધો, 'પવિત્ર ક્રાસના સોગંદ લઈ કહું છું કે જયાં તક મારા પાસ સતા અને શકિત છે ત્યાંતક તેમને પીડાતાં લોકના બચાવ ખાતર હું ખરચશ. લગતું વલગતું કોણ છે?' 'ઇકાનોનો પ્રાયર અને લીનકન પ્રાંતનો અમીર,' યા-હુદીએ જવાબ દીધો. 'ખચીત ! તેઓ કોઇને નુક-સાણ કરવા પાછળ લાગેલા છે, એવી મેં અટકળ બાંધી હતી. મને વધારે તલાશ કરવી છે, માટે મા-રા ખીદમતગારોમાં ભરાઇ જા; હું પાછો તારાસા-થ વાત કરવાનો છું.'

આ જવાબ મળવાથી વેપારી ખુશી થયો. તે વધારે એવું કહેવા જતો હતો કે ઇકાનોનો પ્રાયર તે-ના બાગમાં કોઇ બુરી મતલબસર છુપાયલો જણા-યો હતો, પણ બીશપ પાછો મંડળીમાં રોકાયો જે-થી ખીદમતગારોમાં તેને સામીલ થઈ ઉભું રહેવું પડયું.

ખાણું ખાઇ ફારેગ થયા પછી જમનારાઓ-માં શરાબનો દોર ચાલ્યો જ્યારે એક ઇશારત થવા ઉપરથી 'ઘણું જીવો શાહઝાદો એડવર્ડ'ના પોકારો વાજીંત્રના અવાજસાથ ભેળાયા. સઘળું શાંત થયા પછી પોપના એલચીની સલામતીના અવાજ પણ તેટલીજ ઊલટસાથ ચાલુ થયા; જ્યારબાદ વકી રાખેલી પળ આવી પુગી. બીશપની તનદરોસ્તી અને લાંબા આવરદાની સલામતી બોલવામાં આવી જ્યારે લોકોનાં તડાં પડેલાં જણાયા. એલચી પોતાની બેઠક ઉપર બેસી રહયો, અને તેની જામ જેમની તેમ ભરેલી પડી રહી. તેના સાથીઓએ તેનો દાખલો પકડયો. લીનકનના અમીરે પોતાના લગતા વલગતાઓને પોતાની માફક શરાબ ફેંકી નાખવાને ઇશારત કીધી જેમમાણે તરત કરવામાં આવ્યું. આ હસદભરેલાં કામથી બીજી ટોળીવાળાઓનાંદિલ અત્યંત ઉશકેરાયાં. તેઓએ પોતાના પોકારથી આખું દીવાનખાનું ગજાવી નાખ્યું. આ તકનો લાભ લઇ બીશપે પોતાના દોસ્ત અને દુશમનો કોણ હતા તે જોઇ લીધું. ગોગાટ સેહેજ નરમ પડતાં બીશપે એક ધારણ કરેલા દેખાવવાળા સાધુને ઇશારત કરી કહયું કે 'જે ઓરડામાં આપણે વાત કરી હતી ત્યાં ઉતાવળો જઈ થોભ, હું એક કલાકમાં તહીં આવીશ.'

'મારા મેહેરબાન,' યાહુદી બોલ્યો, 'આ પળે અમીરના રેફુઓ મારાં ઘરમાં ફેસાદ મચાવતા હશે. અગર તમારીથી મદદ થતી હોય તો મને સેતાબ કહો.'

'તું છાટીવાળો દેખાય છે, યાહુદી!'

'બીશપ શાહેબ, મારાં બચ્ચાં માટે હું આશરો માગું છું, કારણ આ પળે પેલો પ્રાયર—'

'તું હા કે ના પુછે છે: હું કહું છું કે ના, કારણ મને લાગે છે કે હું તને કામ લાગી શકશ નહિ.'

'ત્યારે જેહોવાહ મારી બેટીનો નેગેહબાન થજો! સાહેબ મેહેરબાન, બીશપ સાહેબ.'

તે તહિંથી જતો હતો એટલામાં ઓતેસ્તે તેનો હાથ પકડયો. 'શું તારી ધારતી એટલી બધી તાબરતોબ ધ્યાન પોહોંચાડવા જોગ છે?' તે બોલ્યો.

'મારૂં બચ્ચું, રે લાર્દ બીશપ, તેણીનું શુ થશે!'

બીશપે ચુપચુપ નીચી નજર કીધી, અને પછી જોસીનસ તરફ ફરી કહયું, 'ખાતરી રાખ કે હું એક કલાકમાં આવીશ. આ બાબદમાં તું ધારે છે તે કરતાં વધારે જોખમ છે. એતો મારી વિરૂધ

તારા દુશમનો પોતાના કિલ્લાની નેમ તાંકે છે. પણ મીશલ મશહુર છે કે રીચર્ડ રાજા પોતાના ઘોડાની જીન ઉપર ગોસ્તવાંગીથી ચોંટેલી બેસતો હતો તેજ માફક હું આ મારા ઓદ્ધાની ખુરશી ઉપર રહીશ.' એટલું બોલ્યા પછી તેણે પોતાના ખીદમતગારને કાનમાં કાંઈ કહ્યું જે પેલા યાહુદીની અગાડી ચાલ્યો.

દવાનખાણામાં કાંઈ નવો ફેરફાર થાય છે એવું તેના કાન ઉપર પડતાં જોરીનસ તે જોવા અટક્યો જ્યારે તેણે બેન્દવાળાઓને વગર વગાડવે ઘરે ફરવાનો હુકમ થયલો તેણે સાંભળ્યો.

પોપના બે કાસદો ઓરડામાં દાખળ થયા, જ્યારે ઓરતોને તેમના સાથીઓ બહાર લઈ ગયા. ઘણાક અમીર ઉમરાવો પણ ત્યાંથી ચાલી ગયા. સાધુઓએ મસ્તી તોફાન મચાવી મુક્યું જ્યારે શાહાઝાદા એદવર્દે હાથ ઉંચો કરી આ પ્રમાણે કહ્યું, 'મારાં શરીરના કસમ લઇ કહું છું, રે ઉમરાવો અને પાદરીઓ! આવી તરેહના જમણમાં મને કોઇ દિવસ નોતરૂં થયું ન હતું. હું તમને સર્વને વિનંતી કરૂં છું કે જો તમારા વચ્ચે કાંઇ પણ મીનાકેશો ચાલતો હોય તો તેનો ઉભરો બહાર કાઢવાને આવતી કાળ સુધી થોભજો જ્યારે ખુલ્લી દરબારમાં ખરાંખોટાંનો ઇનસાફ લઇ જજો.'

જ્યારે શાહાઝાદો બોલી રહયો ત્યારે સઘળી નજર પોપના એલચી તરફ દોડી જેણે પોતાના ગજવામાંથી પોપ ઇનોસન્ત તરફથી આવેલો એક ખરીટો બહાર કાઢયો. ઓરડો મરણ દેખાવની માફક શાંત થઈ ગયો.

'મારા બેટાઓ,' એલચી બોલ્યો, 'આ પવિત્ર ખરદો વાંચવામાં કાંઇ જાઝો ફાયદો નથી. આવતી કાળ સુધી હું એ માટે ખોટી રેહેવાનો હતો, પણ શાહાઝાદા એદવર્દ ખાતર મને વાંચવો પડે છે. હું તમારી ખાતરી માંટે જણાવું છું કે આ ખરીટામાં ઓતેસ્તની બરતરફીનો હુકમ લખેલો છે; જેનીરૂહે હું જાહેર કરૂં છું કે એ ધણી પોતાનો ઓહ્દો અને અખ્તીયાર તમામ છોડી દે.'

'એમના અન્યાય શું છે તે કહેશો?' ક્રાઉનના ઉમરાવે સવાળ કર્યા.

'તમારી રજા લઇ હુ એનો જવાબ આપીશ,' બીશપ ઓતેસ્ત બોલ્યો. 'દોસ્તો અને દુશમનો, આજસુધી હું પોપની ધમકી તેમજ દરબારની મેહેરબાનીની દરકાર કરતો રહયો નથી. જે કાંઇ વાજબી હતું તેજ મેં કર્યું છે; અને તેમ કરતાં જ્યારે પોપની મતલબ અને રાજાની મરજી દેવલના લાભની તથા મારા અખ્તીયારમાં સોંપેલાં તમામ ખા

તાંની વિરૂધ જતી ત્યારે હું તે મતલબ અને તે મ-રજીની સાંમે ઓસ્તવારીથી થતો આવ્યો છું.'

એ સખુન સાંભળતાં 'વધુ જીવો ભલો લાર્ડ બીશપ' ના પોકારોથી આખું દીવાનખાનું તથા બહારનો ચોક ગાજી નીકળ્યાં. જ્યારે એ પોકારો લાંબો વખતસુધી પોપના એલચીના કાન ઉપર પડયા અને પછી દુર જઇ સંભળાવા લાગા ત્યારે તે એલચીનાં આખાં દિલે કંપરી છુટી. પોપનાં દુશ્મનોમાંને જાહેર કરતીજ વેળા તેનો અનાદર કરવા, એ બનાવ આજ સુધીમાં કોઇ દીને બનેલો કાઇને ખબર ન હતો. પોતાના દુશમનના દ્વેશભાવ કરતાં પોતાના મિત્રના પોકારોથી ગ્રાતેસ્તના આગળ બોલવામાં અટકાવ થયો. લોકોને ચુપ રહેવાને તેણે પોતાના હાથની ઇશારત કરી; અને પછી તે બોલ્યો, 'ઉપકાર માનું છું, મિત્રો! ઉપકાર માનું છું તમારો રે કેટલાક દુશમનો! મારૂં પોતાનું કારણ જાહેર કરવાને મારામાં તાકાત નથીઃ તોપણ સચ્ચાઇને સુભાષીત ભાષાનથી સણગારવું ન જોઇએ. બોલો ભાઇઓ તમારા માહેલો એવો કોણ શખસ હિંમત કરી કહેશે કે હું બીશપની પદ્વીને ના લાયક છું! કોણ એવો છે કે તે દાદગાર ઇશ્વરની કચેરી સનમુખ મારા વિશે રદીઓ આપવાની હિમ્મત ચલાવી

શકશે! એક અવાજ મારી વિરૂધ ઉંચકાયો નથી! બોલો, બેલાશક જે કાંઇ આરોપ મારા ઉપર તમારે મુકવા હોય તે જણાવો! જ્યારથી મારા ઓદ્ધાનો દંડ મારા દસ્તમાં પકડયો છે ત્યારથી મારી વર્તણુક જેઓ જોતા આવ્યા છે તેઓ માંહેલો એક પણ પોતાના બીશપ વિરૂધ પોતાની ઝબાન ચલાવી શકશે નહિ. હવે, એલચી, હું આ પુછી શકું છું કે આ રાજમાંહેલી સર્વથી ચઢતી અને મોટી મોટી ઉપજવાલી પદ્દીઓ ઈટલી જેવા એક પારકા મુલકના લોકો ઉપર બક્ષેશ કરવામાં નથી આવી? એ ઇતાલીઅનો શું પોતાના વર્ગના પાદરીઓ સાથ કદી પણ વાસો કરી રેહેલા છે? શું તેઓ ઈંગ્રેજી ભાષાનો એક શબ્દ પણ સમજી શકે છે!

આ સવાલ એવો હતો કે જે રોમનો પોપ કદાપણુ બોલવા દે નહિ, કારણ કે તેમ કરવાથી ઈંગ્રેજી પાદરીઓ ટાળાંબંધ પોપની વીરૂધ પોતાનાં સર ઉઠાવે.

એ સખુન સાંભળી એલચી બોલ્યો, 'શાબત' ઓતેસ્ત, એવો બકારો અહિં શું ફાયદો કરનાર છે? પાકજાત પોપનાં નામમાં હું તને તારા ઓદ્ધાઉપરથી બરતરફ કરૂં છુ; અને જાહેર કરૂં છું કે જેઓ તારા મલતીઆ છે તેઓ રોમ શેહેરના દુશમન છે?

'તેમ નથી, નામદાર એલચી,' કાઉનનો અ-
મીર બોલ્યો, 'અમે રોમ શેહેરના દુશમન નથી, પ-
ણ સચ્ચાઇ અને ઇનસાફના રફીક છીએ. બોલો,
બીશપ સાહેબ.'

'બોલો બીશપ સાહેબ,' આખાં ઘરમાં અને
બહાર પડઘા થયાં.

'મેં પોપને ખુલ્લું જણાવેલું છે કે તેણે પો-
તાની રૂસવતખોરી વર્તણુક માટે શરમાવું જોઇએ,
કારણ કે તેણે એક વખત મારીપાસ એક દાઢી વ-
ગરનો અબોલ જુવાન પોરીઓ, જે તેનો ભાનેજ
લાગે છે, તેને કોઈ મોટી પદ્વિએ વધારવાને મને
લાલચ દેખાડી હતી કે જે લાલચને મેં એકદમ તુ-
ચ્છકારી કાઢી હતી. તે ઇતાલીઅનમાં કોઇપણ જા-
તની હુશિયારી હતી નહિ; માત્ર એશકી ઢબ અને
સુગંધી અંતરનાં રાખનાર એક પોરીઆને લાલચ
ઉપર આપણા દેશમાં એક મોટી આવકવાળી સત્તા
દેવલમાં આપવાને મેં દુરૂસ્ત વિચાર્યું નહિ, માટે
આજે આ રવેશે તે મને બરતરફ કરવા નીકળ્યો છે.
અલબત્તાં, કોઇ તેના દોસ્તો મારી આ જગા મેળ-
વવાને તલ્પે છે, પણ પવિત્ર ક્રાસના સોગંદ લઈ ક-
હું છું કે મારા ઓહદાનું તાજ મારાં માથાં ઉપરથી
ઉઠાવ્યું તો તેના બદલામાં લડાઇની ટોપી હું મારાં

માંચે ચાલીશ; અને પછી જોઈશું, મારા બાહ્મિષો કે બોરા અને મારો હક મને ચારી આપેછે કે નહિ.'

વાખવાખી અને સાબાસીના ઉભરાથી પેલો એલચી તો સ્તબ્ધ થઈ ગયો, અને હેઠળ ઉતરતાં તેના દિલના સાંધા ધ્રુજવા લાગા.

'વાલે'ત! રે! મારા ઓરડામાં બત્તી લાવો!' તે ફફડેલો અટકેલો ધાંટો તાણી બોલ્યો.

—(૦)—

## પ્રકરણ ૧૦ મું.



જમનવાળા ઓરડામાં ચાલેલા કજીઆમાં શાહજાદા એદવર્દ પોતે વચ્ચે પડયો નહિ તથા તેણે પોતાના સાથીઓને પણ પડવા દીધા નહિ. તે જાણતો હતો કે પોપની સત્તા ન ખમાય એટલી વધી ગઈ હતી, અને કે તેનો અટકાવ થવો જોઈતો હતો.

દિવાનખાણાની બત્તીઓ બુજાવવામાં આવી. બીશપ પોતાના મિત્રોના કાનમાં કાંઇ હરખે કહી તથા કાઉનના ઉમરાવનો હાથ આસ્નાઈની નિશાણ તરીકે દાબી પોતાના ઓરડામાં પોતાની એલેન,

મેદી ધસાએલા, જેથી દિવાનખાણામાં જે પોકારો નીકળતા હતા તેથી વિચારમાંજ રહી હતી તેણીને દિલાસો આપવા જવાને તૈયાર થયો; જે પછી તેણે પેલા યાહુદી વેપારીને તેના બચાવમાટેની તેની યુક્તિઓથી જાણીતો કરવાનો ઠરાવ કીધો; પણ તે ઓરડામાંથી બહાર જાય તે આગમચ બંધે ટોળીના અમીરો એટલા ઉશકેરાયલા હતા કે તેઓએ એકેકઉપર હથિયારો ઉંચકયાથી ઘણાક જન જખમી થઇ ગયા

'પાદશાહના નામથી હું તમને હાથ ખાંચવાને અરજ કરૂં છું!' શાહાઝાદો બોલ્યો 'આ તમારો ફેસલો હવે પછી તમારે દરબારની દેવરીએ ચુકવવો.' શાહઝાદાના બોલવાથી કાંઇ અસર થઇ નહિ, ને જોહન બીશપ બોલ્યો, 'રે ભાઇઓ, જમીન ઉપરના પાદશાહ કરતાં પેલી જીહાનના મોટા પાદશાહના નામથી તમને હુકુમ કરૂં છું કે બંધે બાજુવાળાઓએ તરવાર મ્યાન કરવી!' એ મોટા હથિયારના મારા શિવાય બીજી નાની મારામારીઓ પણ ત્યાં ચાલતી હતી જેના સોહોરને લીધે બીશપનો અવાજ લડનારાઓના કાનઉપર પડતાં વાર લાગી.

આ તરફ આ રવેશનો મામલો હતો ત્યારે

પેટી તરફ પેલા યાહુદી વેપારીને બીશપના ખીદમ-
તગારે ભીડમાંથી મુશકેલીએ શોધી કાઢયો અને
તેને કહ્યું કે 'રે યાહુદી, તું સેતાબી કર અને આ
મેહેલમાંથી બહાર નીકળ, નહિ તો તારી કમબખ્તી
સમજ!' એટલું કહી તે ખીદમતગાર તેને એક
છુપા દરવાજા તરફ લઈ ગયો. માર્ગમાં લોકોનું
ટોળું હતું જેઓએ બાજુ થઇ તેને રસતો આ-
પ્યો; પણ તે તરત ઓળખાઇ આવ્યાથી કોઇ કહે
'કેમ, કુતરા આજે 'માસ' ભણવા આવ્યો હતો
કે?' 'તોબા, તોબા!' બીજો કહે, 'એ તો ડુકરનું
ગોસ ખાવા આવ્યો હતો.'

જોસીનસ હવે ચેટી ગયો કે તે ઓળખાઇ
આવ્યો હતો, તોપણ પોતાના બચ્ચાંની યાદે તેને
હિંમત આપી. કાંઇ પણ સખુન ઓચરયા વગર તે
છાણોમાણો ચાલ્યો ગયો. ખીદમતગાર જે તેની
સાથ હતો તેને લીનકનના એસ્કુઆયરે બોલાવ્યા-
થી તે તેની આગળ ગયો.

લશકરી સીપાઇઓ જોસીનસની પુઠે બબર-
ચીખાણું તરફ ગયા. સાધુઓનો પોશાક જે તેણે
પેહેરયો હતો તેથી તેઓને ઘણીજ રમુજ મળતી
હતી. તેમની મોટી સંખ્યા તથા ઝનુન તથા તોફા-
ની સ્વભાવથી જોસીનસને પોતાની સલામતીની

હવે બિહિક લાગી. પોતે જણાઇ કેમ આવ્યો તે વે-
પારી સમજી શક્યો નહિ. તેને બબરચીખાનામાં
તમામ લોકો તોબા પાડવા લાગું જ્યારે ત્યાંથી જ-
તા સાધુઓએ તેમને વારયા પણ તેથી તો તેઓ
વધારે તોફાન કરવા લાગા. એક જન તો લાકડાંની
ઝુડીઓ ઉપરા સાપરી તેના આંગઉપર ફેંકતો બો-
લ્યો, 'આ કાફર, દીનદુશમન અહિં શામાટે આ-
વ્યો!' જ્યારે બીજાઓએ પણ પોતાના હાથમાં
પથ્થર, લાકડાં, વાસણ જે કાંઇ આવતું તેથી તેને
નિર્દય રીતે ઠોકયો. ત્યાર પછી એક ચામડાંનાં સે-
કંજામાં તેના હાથ પગ રાંકરી નાખ્યા.

'અરે ભાઇઓ જરા શરમાવો!' ત્યાંથી
જતો એક જોગી બોલ્યો. તેના બોલવાથી લોકો
ઉપર કાંઇ અસર થઇ નહિ. લાકડાંની ઝુડીઓની વ-
ચમાં બીચારો યાહુદી ઉભો પુરાઇ ગયો જ્યારે પેલો
જોગી બોલ્યો, 'રે મેરી! આ પાપી જીવડાને અગ
ર કાંઈ મદદ ન મળશે તો તેને આ તોફાની અને
ઝનુની લોકો જરૂર બાળી નાખશે. હવે શું કરવું
જોઇએ! બીશપ તો પોતાના સંતાપમાં પડયો હશે
તે કયાંથી એને કામ લાગે! અફસોસ! કોણ એને
મદદ કરે! આવાં કામનો વિચારજ ભયંકર છે! શું
ઉપાય કરૂં?'

'જોગી બાવા,' બબરચી બોલ્યો, 'મેહેરબાની કરી પેલાં ગોદાઉનમાં જઈ લીનકનનાં માણસો જે તમામ ગારનાં પીપોની ત્યાં ખરાબી કરે છે તેમને અટકાવો!'

'અફસોસ! તેઓ મારૂં સાંભળવાના નથી!' જોગી બોલ્યો. 'હવે વધારે મોટા કુફર કોણ પેલો યાહુદી કે એ તોફાની સેહેતાનો તે હું સમજી શકતો નથી.'

'અરે ખોદા! આ લાકડાંની ઝુડીઓ વચ્ચે કોણને બાંધ્યો છે અને એ ઝુડીઓ શામાટે સળગાવી છે! રે આ ભડકો કેવો!' મોટો બબરચી બોલ્યો.

જોગીએ તેને જણાવ્યું કે સાધુના લેબાસમાં એ યાહુદી દીવાનખાણાંમાંથી અહિં આવતો એમના હાથમાં પકડાયો છે, અને કે તેને બાળી નાખવાને આગ સળગાવી છે. ગમે તે કહો પણ જોગીની ધાસતી ખરી ન હતી, કારણ કે લશકરીઓએ જે આગ સળગાવી હતી તે માત્ર પેલા યાહુદીએ સાધુનો જે પોષાક પોતાના દિલને અડકાવી અપવિત્ર કર્યો હતો તે પોષાકને તેમાં બાળી નાખવા માટે સળગાવી હતી.

લાકડાંની ઝુડીઓ વચ્ચેથી તોફાણીઓએ પેલા યાહુદીને ઉપાડયો અને તેને એક ભોંયરાંમાં હોમાવ્યો. અહિં તેના ઉપર વધેલાં જમણની ચીજોનો મારો પડયો જેથી બીચારો યાહુદી લોહીથી ગરકાવ થઇ ગયો. આવા હલકા લોકોને હાથે મરવું એ વિચાર ખરેજ કમકમાત ભરેલો હતો, એવા મારામાં પીડાતા છતાં જુદીથ તેને યાદ આવી. હા, જેસ્તા તેણીને બચાવશે! તે નહિ; તેની સંભાળમાં તેણી છે એ વિચારઉપર મારે સંતોષ પકડવો નહિ; તોપણ તે તેણીની આગળ છે, એજ જરા સધીયારો છે.

'એ કુફરને બાપતીઝમ આપો!' એ રવેશના પોકાર સાથ રમનું એક પીપ તેના ઉપર ઉંધું વાલવામાં આવ્યું જેથી પેલા તોફામીઓને મોટી રમુજ મળી. 'ઘુંટણીએ પડ, યાહુદી! ખા યાહુદી,' એ પોકારો સાથ ફાળકાંમાંથી તે યાહુદીને એક ભાલો ભોકાયો. જોસીનસ ઘુંટણીએ પડયો અને બહારના મારાથી પોતાનું સર સંભાળવા લાગો. એ રવેશનો મારો ચાલતો હતો એટલામાં 'બીશપ' એ પોકાર ફેલાયો કે તરત બળતી આગમા સીપાઇઓએ ઝડપથી પાણી નાખી બુઝાવી નાખી અને સરવે કોઈ ત્યાંથી નાહાસ ભાગ કરવા મડયું, જેથી બબરચીઓ રાંધણીમાં પાછા દાખલ થયા.

જે શખસ ત્યાં આવી લાગો તે બીશપ ન હતો પણ યાહુદીનો મોટો દુશમન ઇકાનોનો પ્રાયર (પાદરી) હતો, જેને તમામ હકીકતની ખબર મળતાં મનમાં ખુશી થયો હતો. બાદ તેણે પેલા યાહુદીને બહાર કાઢયો, અને કહ્યું કે 'ફરીથી આવી જગાઓમાં દાખલ થવા આગમચ હમ્મેશ સંભાળ રાખજે.'

પ્રાયર જે બાતેનમાં બીશપ અને યાહુદીનો દુશમન હતો તેણે પેલા તોફાનીઓની પક્ષમાં ભરાવાની વેતરણ કીધી. તે જમણની વેળાએ હાજર ન હતો તોપણ લીનકનના અમીર અને પોપના એલચીની તરફેન કોણ કોણ હતા તેની ખબર તેણે મેળવી હતી. લોકોનો વહાળો થવા, તથા તેમને બીશપની વિરૂધ ઉશકેરવા તે બોલ્યો, 'ભાઇઓ, આવાં કામો કોઇબી સારાં માણસોને પસંદ પડે નહિ. યાહુદી એક નીચ કુફર છે તે આપણા પાદરીઓનું તેમજ મહાગુરૂ પોપનું માન રાખતો નથી—ઘાટકી કામ તો તમે સધળા ધિક્કારો છો; અને તે ઉપર ઇશ્વર અને માણસ બંધેના શ્રાપ ઉતરેલા છે; તોપણ મને દર લાગે છે કે લીનકનનો બીશપ આ કામમાટે તમને શિક્ષા કરશે.'

'અમે લીનકનના બીશપની દરકાર શું રાખ્યે છિએ?' લોકો પોકારી ઉઠયા. જ્યારે તે પ્રાયર બીચારા યાહુદીનાં દાઝી ગયલાં અને લોહી લુઆન થયલાં શરીર તરફ નજર કરતો બોલ્યો, 'વારૂં, પણ હવે જે થયું તે તો થયું; પણ મને દર આ લાગે છે કે બીશપ સાહેબને આ વાતની ખબર પડે કે મોટાં જમણની વખતે અને તેમના પોતાના મેહેલની અંદર આ બનાવ બન્યો છે તો તમે ધારો છો કે તે કાંઈ કરવામાં બાકી રાખશે? શું કોઈની જીંદગીનો સોદો થવાનો ભો તમને લાગતો નથી? જરા ભાઈઓ, વિચાર તો કરો!'

'બીશપને તો પોપે બરતરફ કરયો છે—હવે તે અહિં બીશપ શાનો કહેવાય?'

પ્રાયર આ સખુન સાંભળતાં ખુશી થયો; પણ તેણે પક્કાઈથી પોતાની ખુશાળીની એક પણ નિશાણુ ઉંઘાડી પાડી નહિ.

'પણ, ભાઈઓ,' તે બોલ્યો, 'ઓતેસ્તના લગતા વલગતા હજી એટલા બધા છે કે તેઓ તેનું બોલવું અમલમાં લાવ્યા વગર રેહે નહિ. હું તમારી પોતાની ખાતર માટે બોલું છું કે તમોએ ખોટું કરયું છે; જો કે મારી તો એવી દુવા છે કે અતરેના આપણા લોહીના પ્યાસા યાહુદીઓ જેઓ

બ્યાજ રૂપે આપણો તમામ પૈસો આપણી પાસેથી નીચવી લીએ છે તેમની બુનએખ ઉખેડી નાખવી જોઇએ! તેઓ આપણાં ઇંગ્લેન્ડ દેશમાં ફેલાયલી એક ભયંકાર મરકી છે!'

'ખરી વાત, પ્રાયર બાવા,' મોટા પોકારો ઉઠ્યા. 'ખરી વાત, યાહુદીઓનું સતીઆનાશ વાળો. તેમનું લોહી પીઓ! તે મુજીઓને રેંહસી નાખો!'

'સબર, ભાઇઓ,' પ્રાયરે પોતાનાં મક્કર પાછાં ચાલુ કીધાં, 'ભાઇઓ શાંત થાવો, નહિ તો બીશપ સાહેબનો કોપ તમારા ઉપર ઉતરશે. હાલમાં તમારે જે કાંઇ કરવાનું છ તે આ છે કે આ કુફરનું શું કરવું તેનો વિચાર કરો.'

'એને નદીમાં હોમાવી દઇએ! એને કિલ્લાની ખાડીમાં ફેંકી દઇએ!'

મક્કરબાજ પ્રાયર લગાર વિચારમાં પડેલો દેખાયો. પોતાના હાથની ઇશારત કરતો તે બોલ્યો, 'ભાઇઓ, મારી સલાહ માનો તો આ કામની ખબર કોઇને પડવા દેશો ના.'

કેટલાક સીપાઇઓ આ હેવાન્યત ભરેલાં કામનાં પરીણામની ધાસ્તીમાંથી છટકી જવાને ખુશી હતા જેથી તેઓ બોલ્યા, 'પ્રાયર સાહેબ, અમારી બાજુએ રહો એટલે તમારી સલાહ મુંજબ અમે કરતા રહીશું.'

ત્યારે તો પાકજાત કુમારીકાના કસમ લેવો કે આ વાતનો ભેદ તમે કોઇને ખબર પડવા દેવો નહિ. જેઓએ ફક્ત જોયા કીધું છે તેઓએ પણ સુલ્લેહ જાળવવા ખાતર કોઇ નહિ જાણતા હોય તેમને જાહેર કરવું નહિ.'

સઘળાઓએ તેના કહેવા મુજબ કરવાને કબુલ કીધું એટલે તેણે પેલા યાહુદીનાં શરીરને ઉઠાવીને કીલ્લામાં લઈ જવાને ફરમાવ્યું, અને પોતે લીન્કનના અમીરને સઘળી વાતથી વાકેફ કરવાને માથે લીધું.

—(o)—

## પ્રકરણ ૧૧ મું.

મધ્ય રાતનો વખત જ્યારે જેસ્તા અને મીરઝા ડાકેણે મિલાપ કરવાને ઠરાવ્યું હતું તે આવી પુગો. જુદીથ પોતાના બાગમાં ચાંદરણામાં બેઠી હતી; પણ શેહેરમાં મસતી તોફાન ચાલી રહયાં હતાં, અને સુલ્લેહ તથા સુખ શાંતીની કાંઈ નિશાણી જણાતી ન હતી. યાહુદીઓના લતા તરફ કેટલાક ઈંગ્રેજ બડેખાંઓનાં રેહેઠાણ હતાં. લાન્કેસ્તરના લાર્ડ હયુ-દી-ગેન્તની હવેલી તથા જાગીરો પણ ત્યાં હતી. જેસ્તાને જાગીરીની દિવાળ બરાબર ખબર હતી.

'આફત ઉપર આફત!' તે મનસે બોલ્યો, 'જુદીથ તરફ લીઓની જે ધ્યાન આપે છે, તેથી મારૂં જીગર તુટેલું રહે છે! મીરઝા ડાકેણ મને હવે ઉડાવશે નહિ; પણ જો તેણીથી બનતું હશે તો તે-ણીના પાસથી મારાં ભવિષ્યની આગાહી મેળવીશ.'

તે પોતાના દોસ્ત લીઓની ઝવેરીનાં ઘરતરફ ચાલ્યો, જે જેસ્તાને જોતાંજ બોલ્યો, 'જેસ્તા, ઘણા મહીને કાંઈ આજે તારાં દર્શન થયાંછે'! આ રવેશે બોલી તે જેસ્તાને શેકહેન્દ કરવા જતો હતો, જ્યારે જેસ્તા બોલ્યો કે 'દોસ્તીના ગાંઠ તરીકે આ-પણા હાથ પાછા મળે તે પેહેલાં મારે તારા તરફથી કાંઈ ખુલાસો ચાહવો છે.'

'અલબતાં, તારી મરજી માફક થશે; પણ પે-હેલાં શરાબ નોશ કરીએ.'

'લીઓની,' જેસ્તા બોલ્યો, 'હું તારીસાથ શ-રાબ પીનાર નથી, કારણ, તુંએ મારી ઘણી ખરા-બી કીધી છે. તું મારાં મનની હાલત જુએ છે, અને હું તારૂં મસ્કરીનું બોલવું સમજું છું—આવ-તી કાલે ખુશાળીની વાતો થઇ રહેશે. જે ઘણી જુ-ઠાં અને દગલબાજીનાં કામો કરી શકે તે પોતાનાં કરતુકથી નીપજેલા પરિણામો તરફ હસવાને પણ અચકે ક્યાંથી!'

'જુઠ્ઠું અને દગલબાજી!' લીઓની બોલ્યો, 'શું હું જુઠો અને દગલબાજ છું?'

'અલબતાં,' જેસ્તાએ જવાબ દીધો; 'જુઠો તો સાત પાણીએ ધોયલો; કારણ તુંએ શું જુદીથ તરફની મારી મોહોબત ચોરી લીધી નથી? જવાબ દે એ વાતનો?'

'તું મને અચરતીમાં નાખે છે,' લીઓની બોલ્યો. 'તું તેણીની તરફ મોહોબત ધરાવે છે એ વાત કોઈ દિવસ મેં જાણી ન હતી. તુંએ મારી આગળ એ વિશે જરા પણ ઇસારો કરયો નથી.'

'એવાં ઉડાવવાની તને કયાં નવાઈ છે!' જેસ્તા બોલ્યો. 'તું સારીપેઠે જાણતો હતો કે હું તેણીને ચાહું છું.'

'મને કાંઈ એવો વિચાર આવ્યો હતો,' લીઓની બોલ્યો, 'પણ તે વિશે પક્કિ ખાતરી ન હતી.'

'બસ, ખોટારૂં બંધ કર!' જેસ્તા બોલ્યો; 'ત્રણ વરશની વાત ઉપર આજ ઓરડામાં મેં તને એવિશે પુછ્યું હતું કે તું જુદીથનો હાથ મેળવવાની કોશેસ કરે છે કે નહિ? જ્યારે તેં એ વાતનો ઇનકાર કરયો હતો; અને તારા ભરોસા ઉપર હું રહયો હતો. હાલમાં વળી. મને એવી ખબર પડી

છે કે તું જુદીથ માટે જોસીનસને અરજ કરે છે- પણ જાણવું કે જે કોઇ એવી અરજ કરશે તે મા- રો દુશમન ગણાશે. વળી મને બીજી એવી ખબર પડી છે કે વેપારી પણ તારી કોશેસને ઉતેજણ આપે છે, નહિ વારૂ ?'

'વેપારી મને એ બાબદમાં ઉતેજણ આપે છે, એ વાત હું ના પાડતો નથી; પણ મેં જુદીથ આ- ગળ કાંઇ એવી વાત કરી નથી; હાલમાં એ વિશે હું તેણીને જણાવનાર નથી. મારી માવતરના મરણ બાદ જે કાંઇ મને પુંજી મળનાર છે તે મલતાં સુધી હું ખોટી રહીશ. પૈસા મળ્યા વગર જુદીથને માટે રેહેવાની તમામ ગોઠવણ હું ક્યાંથી કરી શકું ? પૈ- સો મળ્યા બાદ હું જુદીથને અરજ કરી જોવશ, જો તેણી કબુલ રાખશે તો ઠીક, નહિતો મને આ મારૂં બાપીકું ઝુપડું મુબારક છે.'

'અને કબુલ રાખે તો તું શું એમ સમજે છે કે હું તે ઉપર સંતોષ પકડી જોયા કરશ?' જેસ્તા બોલ્યો.

'અને ત્મારે તું શું મને એવો પોચો સમજે છે કે તેણીને જીતવાનું જ્યાં સુધી મારા હાથ છે ત્યાં સુધી તેણી ઉપરથી હું હાથ ઉઠાવીશ? તે કરતાં તું મને એટલું જણાવ કે જુદીથ મારા કરતાં તને વ-

ધારે પસંદ કરેછે તો હું તારા માર્ગમાં આવું નહિ,' લીઓની બોલ્યો.

લીઓનીના એ સખુન હેકરાઇના હતા. તે ઓથી બિચારા કરૂપ જેસ્તાનુ જીગર વીંઢાઇ ગયું.

'તું મને દુખ લગાડે છે!' જેસ્તા બોલ્યો. 'તું મારી મશકરો કરે છે! તું મારૂં શરીર જો અને કહે કે તારા ઉપર મને ફતેહ મેલવવાનો એક પણ સંભવ છે? જવાબ તારા દિળમાં સમજી લેજે; તેને મારા કાન ઉપર આવવા દઇશ ના; નહિ તો કે આજ પળે આપણે બંધે હરીફો જીંદગી યા મોત માટેની બાજી હાથ ધરીશું.'

'અને લડવા ઉપર વાત આવશે તો તેમાં તારી ખરાબી થશે, એ તું સારીપેઠે જાણે છે,' જેસ્તા બોલ્યો.

એ સખુન જેસ્તાને કારી જખમ માફક લાગા; કારણ તેનો બેડોળ બાંધો તેને હંમેશ સંતાપ માં રાખતો હતો.

'અહિં વધુ થોભવામાં નુકસાણ જેવું છે,' તે બોલ્યો, 'અંત ઘડી સુધી હું તારી તરફ તારી લાયકાટ પ્રમાણેજ ચાલતો રહીશ—અને હવે હું તારી ઉંઘમાં હરકત કરવા માંગતો નથી.'

'આકરો સ્વભાવ તારી અક્કળને ઘાંકી નાખે છે, મારા મિત્ર,' લીઓની બોલ્યો. 'લાવ, જેસ્તા, તારો હાથ મને આપ, અને હસદ ભરેલા ક્રોધને દુર કર.'

'હરગેઝ નહિ!' જેસ્તા બોલ્યો; 'પણ આ બાબતનો નીવેડો કેમ આણવો તે હું તને કહીશ. આજ મધ્ય રાતે નદી કિનારેની ડાકેણ આગળ મારીસાથ આવ, અને તારા ભવિષ્યવિશે તેણીને વરતારો કાઢવા દે!'

'તેમાં તું શો ફાયદો કાઢવાનો છે?'

'ત્યારે મારૂં મન તારા બાબમાં સ્વસ્થ રહેશે.'

'અગર મારા આવવાથી તારૂં મન કરાર પામે અને તારી હસદનો અંત આવે તો હું તારા હુકુમ ઉપર મારૂં સર ધરૂં છું. તારી મરજી પડે ત્યાં તું મને લઇ જા. પણ બોલ કે તેણી મારી તરફેણમાં આગાહી આપે તો તેથી તું મારા ઉપર વધારે ચિરડાશે નહિ?'

'લીઓની, હાલની અસ્થીર હાલત મારાથી ખમાતી નથી; વાસ્તે કોઇબી ચોકસપણા ઉપર આવવું બેહેતર છે. કેમ તું આવશે કે નહિ?'

'જેમ તારી મરજી,' લીઓની બોલ્યો. 'તારા કાકાની માફક ડાકેણના ઢોંગી વેહેમ ઉપર હું ઈત-

બાર રાખતો નથી.'

'ડાક્ટેણુ જે કાંઇ બોલે છે તેનું અડધું હું ખરૂં માનું છું,' જેસ્તા બોલ્યો 'કેમ ચાલેચ કે?'

'હા, ચાલો.'

ડુંગરની તલેટી આગળનો પુલ તેઓ તરત ઓળંગી ગયા. જેસ્તા વિચારમાં ગીરફતાર બન્યો જ્યારે લીઓની મોહોડેની સીસોડી વગાડતો ચાલ્યો.

પુલની અધવચમાં એક ઇમારત હતી જેમાં એક દીવો હંમેશ બળતો હતો અને જેમાં બે સાધુઓ ચોક્સ વખતે બંદગી કરતા હતા. તેની કારનીસ હેઠળ એક સાધુ સ્થીર ઉભો હતો. તેનું મો જેસ્તા અને લીઓની તરફ હતું. જેસ્તાએ લીઓનીનો હાથ ગભરાતમાં દાબ્યો અને પુછયું, "તું જુવેછે પેલો સ્થીર કોણ ઉભો છે? જો, તે જતો રહયો!"

"ગયો, હા તેમાં શું! કોઇ માતબરના આતમાના તારણ માટે પ્રાર્થના કરવા તે ગયો. તને તે આકાર શાનો જણાયો?"

"મને કાંઇ સમજ પડતી નથી કે તે શેનો હતો. મને પોતાને લાજ લાગે છે કે એટલી ધાસ્તી મને શામાટે લાગતી હશે!" જેસ્તા બોલ્યો.

"નહી, પણ કાંઇ તને સેહેજ પણ આકાર

કોઇનો લાગો હશેની ?"

"નહિ, લીઓની, મુદલ નહિ. તો પણ ખરૂ પુછાવો તો મને કનફેસર યાને જે પાદરી આગળ મરતી વખત પાપ કબુલ કરતા હતા તેના જેવો લાગો."

'કનફેસર ! પણ કયો કનફેસર ?"

'તે કે જેના હસ્તકમાં લેન્કેસ્તરની લેદી હેલન ટ્રેગાન્ત પોતાનાં બાળક સર હયુને અને પોતાનો અજાણો સોંપી ગઇ હતી.

'ચુપ; આસ્તે બોલ,' લીઓની બોલ્યો, 'તે ભલા કનફેસરનાં મરણ બાબે અજાયબ જેવા ગપાટા સાંભળ્યા છે. તે વિશે તું પણ કાંઈ થોડું ઘણું જાણતો જણાય છે. ખરૂં કેની ?' જેસ્તાએ જવાબ દીધો નહિ. તેના ઉપર સંતાપ ભરેલા વિચારોએ ગલબો કીધો હતો.

લીઓની અને જેસ્તા નદીમાં એક હોડી હતી તેમાં બેઠા.

'ચલાવ, અમને અડધા માઇલ ઉપર જવુ છે. હુ ધારૂચ કે ચાંદરણું આજ રાતના નીકળશે,' જેસ્તાએ હોડીવાલાને કહયું.

ફીલીપ હોડીવાલાએ જવાબ દીધો, 'આટલા તફાવત ઉપર જવા અગાઉ આપણને ચાદરણું તો

મળશે; પણ આગળ જતાં તો મછવા કે હોડીઓ સાથ અંધારામાં અથડવું પડશે. દરિયામાં વળી તોફાન ચાલે છે, માટે નદીમાં રહેલું ઠીક પડશે.'

તેણે જોરથી ઓરવા માંડયું. જેસ્તા હોડીની બાજુમાંથી પાણી તરફ નજર કરતો વિચારમાં બેઠો. લીઓની વિશેની તેની હસદ કમી થઇ. હવે તેને તેની વરતણુકનાં વાજબીપણાં વિશે કાંઇ ખ્યાલ આવવા લાગો.

હોડીવાલા સાથ કાંઇક વાતચીત પછી જેસ્તાની નજરે મીરઝાનો મીનારો પડયો.

'સબર, હોડીવાલા,' તે બોલ્યો, 'આ બરૂજની બાજુમાં હોડીને હડસેલ.'

લોઓની હોડોમાંથી બહાર કુદકો મારી પડયો, જ્યારે હોડીવાલો બોલ્યો, 'યાહુદી સાહેબ, પાચ વરસની વાત ઉપર તમારી તથા કંકેસરની વચ્ચે જે કાંઇ બન્યું હતું તે તમે ભુલી ગયા કે?'

'ચુપ—નહિ તો તારો જીવ જશે!' જેસ્તા બોલ્યો. 'મને આટલુંજ કહે—કે તે શું મરણ પામ્યો કે? તે વિશે વધારે ચોકસ ખબર મેળવવાને હું ઇન્તેઝાર રહયો હતો.'

'તે તો મેં તમને કહેલુંજ છે કે, તે મરણ

પામ્યો.'

ફીલીપ હોડીવાલો એ સખુન બોલતાં લહડયો જ્યારે જેસ્તાએ તેને ગડચીમાંથી પકડયો અને કહ્યું, 'તારૂં બોલવું હું માનતો નથી!'

'આસ્તે બોલો, શેઠ. એટલા તોછડાં બનો ના,' હોડીવાલો બોલ્યો.

'ઠીક, હું અહિં એકલો નથી; વાસતે હું તને બીજી વેળા મળીશ, અને તારી પાસેથી એ બાબેની સચ્ચાઈ મેળવીશ, કારણ કે તેમાં મને લાગતું વ-લગતું છે.'

'યાહુદી સાહેબ, જે હું જાણું છું તે તમને સઘળું કહીશ, અને તે કાંઇ ઘણું નહિ થશે. તે પાદરી વિશે મેં તમને કદી જુઠું કહયું નથી કારણ કે જે મને લાગુ હતું તેજ મેં તમને કહયું હતું.

'તને લાગું હતું,' જેસ્તા બોલ્યો.

પણ ફીલીપ નદીની વચમાં જતો બોલ્યો કે 'દિવસ ઉઘડે તે પેહેલાં હું તમારા માટે અતરે પાછો ફરીશ!'

બુરૂજનો દરવાજો મીરઝાએ ઉંઘાડયો કે જેણીએ તેમને દિવો દેખાડયો. તેણીએ કીરમજી રં-ગનો જમો પેહેરયો હતો, પણ વલી તેના ઉપર એક બીજો હતો. તેણીના રાતા વાળ સાંપની કાં-

ચલીમાં તેણીના ચાવણીઆં ઉપર વિટાળેલા હતા તેણીમાં છાટીમાં ખાડા પડેલા હતા જેથી તેણી કમરેથી ઘણી વાંકી વળી ગઇ હતી. તેણીનો ઘટમ ઘણોજ ભયંકાર બન્યો હતો, અને તેણીની આંખના ડોળા રાતા ખાંગામાં ચકચકીટ ફરતા હતા.

'મારા વારેસ!' તેણી બોલી, 'ભલે પધારયો! તું એ મોડું કીધું છે—તો પણ આપણે જે કરવાનાં છીએ તેના માટે હજી વખત બાકી છે.' લીઓની નજરે પડતાંજ તેણી બોલી 'મુરખા! તું આ શખસને કાં અહિં લાવ્યો? મારો ભેદ તારી આંખ શિવાય બીજા કોઈની નજરે પડવા દેવો જોઇતો નથી. દિવાના! તું એ મારો ગુસ્સો ઉશ્કેરયો છે!'

પોતાના પગ અફાલતાં તેણીના દિલમાં આવ્યું હોય એવું નજરે પડયું જ્યારે જેસ્તાએ કાંઈ ખુલાસો કરી તેણીનો ગુસ્સો નરમ પાડયો.

---

## પ્રકરણ ૧૨ મું.

લીઓની અને જેસ્તા મીરઝાની પુઠે બુરૂજને છેક મોહાળે ચઢવા લાગા. જ્યારે કેટલીક ઉંચાઈ ઉપર ગયા એટલે ડાકેણે તેમને ઉભા રાખ્યા અને પોતે દાદરાની ભીંતના એક દરવાજામાં દાખલ થઇ·

કેટલોક વખત વહી ગયો; પણ તેણી પાછી ફરી નહિ. એક બતીનો ઉજાસ દિવાલનો જે જે ભાગ તેમને દેખાતો હતો, તે ઉપર પડયો. તેઓએ મીરઝાને નીયમીત કદમે આણીગમ પેલીગમ ફરતાં દીઠી.

'આપણે અહિં છિયે એ વાત તે ભુલી ગઇ હશે,' લીઓની બોલ્યો. હજી તો આ શબ્દો તે પુરેપુરા બોલ્યો નહિ એટલામાં ચેરાગનો ઉજાસ પુર તેજ સાથ પડી ગેબ થઇ ગયો.

'દાખલ થાઓ!' મીરઝા બોલી.

તેઓ તેણીની પુઠે એક મોટાં દિવાનખાણામાં ગયા જ્યાંનો દેખાવ ઘણો હેહેશતનાક દેખાતો હતો. ત્યાં એક લાંબી મીનબતી બળતી હતી.

'તું શું જાણવા માંગે છે,' ડાકણે લીઓનીને પુછ્યું. લીઓનીએ જેસ્તા તરફ હાથ કીધો જ્યારે તેણે પાછી આગળી અરજ તેણીની આગળ કરી. 'યાહુદીની બેટીનું નશીબ!' ડાકણ બોલી; 'પણ અહિંના જાદુઇ ઘેરાવામાં જે કાંઇ બને તે જોવાને તમારામાં સામર્થ અને હિંમત છે? હોય તો મને કહેજો નહિ તો એમજ સમજજો કે તમારૂં અને મારૂં મોતું નીપજવાનું.'

'મને કોઈ પોતીનો ખુલાસો જોઇતો નથી,' લીઓની બોલ્યો, 'મને તો જેસ્તા અહિં પોતાની

મતલબસર અહિં લાવ્યો છે. એ દેખાવોથી ઈન્સાનને ધીરજ આવે એ હું માનતો નથી.'

'લીઓની, જ્યારે તું અહિં મસ્કરીનું બોલવાને અચકાતો નથી, ત્યારે તો તને ઘોરમાં દાટયા પછી ત્યાં પણ મશ્કરીનું બોલ્યા વગર રહે નહિ,' જેસ્તા બોલ્યો. 'પણ સાંભળ, નાકેની ઓરડીમાં જઇ તું બેસ ત્યાં એક બતી બળે છે, હું જવાબ મેળવી તને બોલાવીશ.'

'એ તો ઠીક છે; પણ મારી સલ્લાહ માને તો આ ડાકણ સાથની ઓળખાણનો જેમ બને તેમ જલદી અંત લાવજે.' એટલું કહી તે મીરઝાની સુવાની ઓરડીમાં જઇ બેઠો.

લીઓનીના જવાથી મીરઝા ખુશી થઇ. તેણીએ પોતાની જાદુઇ લાકડી લીધી અને ઉગમણ તરફ ત્રણ વખત દેખાડી જમીનને સેઝદો કરયામાં લાવી જ્યાર બાદ એક દરમાંથી બેશુમાર જીવતા સાંપ બહાર કાઢી તેમને પેલાં જાદુઇ ચક્રની હદ બહાર મુક્યામાં લાવી. ત્યાર બાદ પવિત્ર રોપાની ડાળી હાથમાં હીલવી તથા જાદુઇ લાકડી પૂર્વ તરફ લંબાવી કાંઇ મંત્રભણી કોઈ દેવતાની આરાધના કરવા લાગી, અને શરીરના જુદાજુદા ચાળા કરવાસાથ પવિત્ર પાણી ચક્રની હદ બહાર સાંપો આ-

ગળ રેડતી જેથી તેઓ મુવેલા જેવા પડયા હતા. કાદવનાં છાલકાં વાસણુમાં કાંઈ બલતાં વસાણાં નાખેલાં હતાં જે દહાડો ને રાત કોઇ અજાયબ મોઝેજાથી પાણીમાં રાખેલાં છતાં બળ્યા કરતાં હતાં, અને કોઇ પણ યુકતીથી બુઝાતાં ન હતાં. વળી બળતાંની ખુબી એવી હતી કે તેઓ કોઈ વખત ઇસિકોરૂના આકારમાં, તો કોઈ વેળા ઝીણી અણીવાળા પરાના આકારમાં કે જેનાથી ધુમાડો ઓરડાને મથાળે ચઢતો હતો, અને બીજી વેળા તો બળતાં ગોયા માંહેથી પોકળ એવા ગુમ્બજના આકારનાં રહેતાં હતાં. તે બળતાંની વચમાં મીરઝાં ઘેરાઇ ગઇ હતી, અને ગોયા કોઇ ફરેસ્તાઓ સાથ વાત કરતી હોય તેમ જણાઇ.

'હવે મારી ખાતરી થઇ કે ઇનસાનો દેવતાઓ સાથ વેહેવાર ચલાવી શકે છે,' જેસ્તા મનમાં બોલ્યો. 'મારી સનમુખ જે પેલા ભયંકાર આકાર દેખાય છે તે મીરઝાના બોલાવ્યાથી હાજર થયા છે. હવે તેના જાદુઇ હુન્નરનાં ખરાપણાં બાબે મારી ખાતરી થઇ છે.' એ રવેશના વિચારોમા તે હતો એટલામાં મીરઝા તેને જોઇને ખુલાસાના શબ્દો નીચે પ્રમાણે ઓચરી:—

લુટે નહિ કોઇ શખ્સ તે યાહુદનવું જીગર,
મરાવે તે કોમનો યાહુદી પિદર.
તલપેચ જે યાહુદી તે પરીપેકર પર,
ન દેખે તેની મોહોબત સાથ બાપીકી દોલત.

ડાકેણના આ શબ્દોનો જેસ્તાનાં જીગર ઉ-પર બરાબર છાપ પડયો. તેનો પેહેલો દિલાસો એ હતો કે તેનો હરીફ લીઓની પોતાની મુરાદમાં કદી ફાવનાર નથી. પણ તે પોતે શું યાહુદી ન હતો અને કે તે પોતે તો કયાં પોતાની મુરાદ બર લાવ-નાર હતો. હા, હવે હું સમજ્યો. લાર્દ હયુ! હા તેજ ભાગ્યશાળી નર! જુદીથ હંમેશ તેના વિશે માનથી બોલતી હતી. જ્યારે તે ઉમરાવ લેદી હેલન સાથ પરણ્યો ત્યારે તે ખબરથી તેણી કેવી બીમાર પડી હતી.'

તેના વિચારોમાં મીરઝાથી ખલલ થઇ. તેણી બોલી રે છોકરા, અહિં વધારે વખત ઉભો ના રહે? અગર તું ભયંકાર મોત અતરે મેળવવા માંગતો ન હોય તો અહિંથી સેતાબ નીકળ!'

એટલું બોલતાંજ તેણી બેશુધ થઇ પડી.

'હું તારા કહયા મુજબ જાવું છું,' જેસ્તા બોલ્યો. તે લીઓની જે ઓરડામાં બેઠો હતો ત્યાં

ગયો. લીઓની તેને મળ્યો નહિ. બીછાણાં નજદીક જઇ જોય શું કે તે ભર ઉંઘમાં પડેલો હતો. જેસ્તા-એ તેને હીલવીને ઉઠાડયો.

'કેમ કાંઈ અવાજ સાંભળ્યો હતો કે?'

'નહિ, કાંઇ નહિ; હું તો કોણ જાણે કેવી રીતે ઉંઘમાં પડયો હતો,' લીઓનીએ જવાબ દીધો.

'કાંઇ દીઠું પણ નહિ કે?'

'નહિ, પેલી ડાકેણનું શું થયું?'

'આસ્તે બોલ,' જેસ્તા બોલ્યો, 'તારો જબ્બો પેહેર અને મારી પુંઠે આવ; આ ઓરડામાં એક છુપો દરવાજો છે કે જે રસ્તે આ તાવરની પાછલી ગમ બહાર નીકળાય છે.' ખોલ કરતાં દરવાજો ઉઘાડતાં એક અંધારો દાદર જણાયો. મલી આવ્યો, જે ઉંઘાડતાં એક અંધારો દાદર જણાયો.

'સંભાળી ઊતરજે, લીઓની.'

લીઓનીની બગળમાં કાંઈ બંદલ હતું, જે જોઇ જેસ્તાએ પુછયું, 'એ આ તારી બગળમાં શું છે? તું આવ્યો ત્યારે તો સાથે કાંઇ લાવ્યો ન હતો?'

'હું ઘરથી કાંઇ લાવ્યો ન હતો,' લીઓની બોલ્યો, 'અને કાંઇ લઇ જવાનો નથી, જે કાંઇ હુ લાવ્યો છું તે માત્ર તારે લગતું છે અને તે તારે વાસ્તે છે.'

'મારે લગતું છે? તું જે કાંઇ બોલે છે તેની મને સમજ પડતી નથી. તું ઘરથી ખાલી હાથે આવ્યો, તથા અહિંથી એક પોટલું લઇ જાય છે, અને વળી કહે છે કે તે મારે લગતું છે, તે કેમ બને?

(બંદલ બહાર કાઢીને) 'આ પેતી મને પેલી ડાકેણના ઓરડામાંથી મળી હતી. એના ઉપર લખેલું છે કે અંદર જે છે તે તને આપવાનું છે, અને કેતે તારા માટે મીરઝાને સ્વાધીન કરેલું છે?'

'વાહ! એક પેટી?'

'પેટી કહો કે દાબડો,' લીઓનીએ જવાબ દીધો. 'જે છે તે આ છે. એ તારો મીલકત છે તે તું લે. એ ઉપર કોઈ ક્રીસ્ચીઅનના અક્ષર છે. અરે પણ આ તોફાન કેવું જોર પુકે છે.'

'ઘણું જોરમાં છે. તે બંધ થાય ત્યાં સુધી અહિં કઠે ઉભા રહીએ,' જેસ્તા બોલ્યો.

'નહિ ચાલો આપણે નદીને હોવારે જઇએ ત્યાં આપણને મછવો મળશે.'

તેઓ મછવામાં બેઠાં, અને મછવો હંકરાવા લાગ્યો, જ્યારે મછવાવાળો બોલ્યો;—

'ગઇ રાતનાં લીનકનના અમીરનાં માણસોએ શેહેરમાં અતિશય મસતી તોફાન ચલાવ્યું હતું. તેઓએ લોકોનાં ઘરના દરવાજા ભાંગી તેમની મા-

લમતા લુટી લીધી. બારગેતના રીચર્દની બાયડી શેહેરમાંથી કોણ જાણે કયાં ગુમ થઇ ગઈ છે. તે હોતેલવાલો તેણીનો કીણો લીધા વગર રહેવાનો નથી. તે ભલા ધનેતરથી બીહે એવો નથી. તે અમીરની આગળ ફરિયાદ લઇ જશે.'

'પણ તે તેનું સાંભળનાર નથી તો,' લીઓની બોલ્યો.

'નહિ સાંભળે તો આણી તરફ રીચર્દ છે, તે તેની બરાબર ખબર લેશે એવો છે,' હોડીવાલો બોલ્યો. 'તે પાતાલમાં તલાશ કરી પોતાની સ્ત્રીનો શોધ કરશે, સમજ્યા. અરે પણ આ શી તરેહના સપાટા! કેવો જોશમાં પવન ફુંકે છે? મછવો તો ડોલા ખાય છે!'

તેઓ મોટી મુશકેલીએ કીનારે ઉતરયા. લીઓનીને તેનાં ઘરમાં મુકી જેસ્તા નદી કીનારે પાછો ફરયો. તેનો વિચાર પેલા કનફેસર (પાદરી) નાં મરણ બાબે કાંઈ ભેદ મેળવવાનો હતો.

---

## પ્રકરણ ૧૩ મું.

મીરઝાનો મીનારો શેહેરે લીનકનથી ઘણો દુર હતો; પણ જોગીઓનું મથક જે ઇકાનો નામે ઓળખાતું હતું તે ઘણું નજદીક હતું. માયર તેલર

ત્યાંનો વડો હતો. બીશપના મેહેલમાં ચાલેલાં જમણની બીજે દહાડે ઇકીનોનો પ્રાયર પોતાના ઘરમાંજ રહેલો હતો. તે લાર્ડ હયુ સાથ તેબલ ઉપર જમવા બેઠો હતો, જે વખતે તેનું આંગ કોઈ ઘાસ્તીને લીધે ધ્રુજતું હતું.

'જરા શરાબ લેવોની, લાર્ડ સાહેબ.'

લાર્ડ હયુએ તેનો ઉપકાર માન્યો અને શરાબ નોશ કીધો. તેને પ્રાયરના ચેહેરા ઉપર ગમગીનીની નીશાણ દીથી તે ઉપરથી તેણે ટીકા ચલાવી તેનું કારણ પુછયું જ્યારે તેણે જવાબ દીધો કે તેનું કારણ તે જલદીથી જણાવશે.

ખાણું ખાઇ ફારેગ થયા પછી લાર્ડ હયુ બોલ્યો, 'પ્રાયર, મારો નાનો હયુ બહાર ગ્યાલરી ઉપર રમતો હશે! અગર તેમ હોયતો મેહેરબાની કરી તેને અંદર બોલાવો મારે તેની હજુરમાં તમને કાંઇ પુછવું છે. પેલેસતાઇનથી પાછો ફરયા પછી મેં તેને એકજ વખત દીઠો છે. આ દુન્યામાં તે શિવાય મારૂં બીજું કોઇ નથી.'

'નાનો સર હયુ, ગ્યાલરીમાં નથી; તે કાંઇ ઘણો દુર નથી. તમે તેને જલદીથી મળશો,' પ્રાયરે જવાબ દીધો.

'મારો સર હયુ ત્યારે અહિંજ છે, નહિવારૂં?'

'તે અહિંજ છે,' પ્રાયર બોલ્યો, 'તેનો બાકી ભાગ અહિં છે જ્યારે તેનો રૂહ પેલી ઝાંહાંન ગયો છે. તમારી નજરે એવો દેખાવ પડશે કે જે માટે મારી આંખમાંથી નવધાર આંઝુના કતરા તપકેલા છે.'

એટલું કહેતાં તે પ્રાયર લાર્ડ હયુને એક બીજી ઓરડામાં લઇ ગયો કે જ્યાં નાના હયુનું શરીર એક બીછાણાં ઉપર પડેલું હતું. તેને તાબર તોબ પોતાની છાતી સાથ દાબતાં લાર્ડ હયુ બોલ્યો 'મારા દીકરા! મારા ખુબ ચેહેરેના હયુ! રે ખોદા, આશું બનાવ! રે પાદરી શું તું એમ કહેવા માંગે છે કે મારો વહાલો હયુ મરણ પામ્યો છે?'

'તે બેહેસ્તમાં એક ફરેસતો બન્યો છે.'

'ત્યારે તો તેની માની સાથજ તે મરણ પામ્યો હોત તો બેહેતર હતું કે આ રવેશે ઠાગાનો ભોગ તે નહિ થઇ પડતે.'

પ્રાયર આ શખુનથી લાર્ડ હયુ તરફ જોતાં બોલ્યો, 'મારા લાર્ડ સાહેબ, તમને આ ઓચીંતો જે જખમ લાગો છે તેની અસરતળે બોલો છો તે વિચારથી હું તમને દરગુઝર કરૂં છું.'

'હું જે કાંઇ સાબેત કરનાર છું તેજ બોલું

છું! મારા દીકરાના મોતનું સાંધન, પ્રાયર, તમે પોતે છો.'

'તે શી રીતે?'

'તે આ રીતે,' હયુ બોલ્યો. 'મારા દીકરાએ મને પોતે કહયું હતું કે તમે તેના ઉપર ખાવાના વાખા પાડયા હતા. એટલુંજ નહિ પણ તમે તેને વારે ઘડીયે એકી ટગરે કલાકોના કલાક સુધી એક જગામાં પસ્તાવો કરવાને બહાણે પરહેજ રાખતા હતા. તમે મારા તરફ જે ભલમણસાઇનું ડોળ ઘાલો છો તે છતાં હું બરાબર માનુ છું કે તમે તેના તરફ ઘણાજ નિર્દય રહેતા હતા!'

'જ્યારે એમજ હોયતો આ વાત કેમ બને કે તે હંમેશ મોહોલ્લામાં રમવા જતો હતો, તથા જે કેટલાક લોકો તેને ચાહાતાં હતાં તેમને રોજ તે મળવા જતો હતો. અને અગર હું તેના તરફ ધાટકી રહયો હોત તો તેના દોસ્ત આસનાવો તેની વધારે સારી માવઝત લેવડાવવાને વાસ્તે વચ્ચે કાં નહિ આવ્યા હોત. તમને સઝાવાર છે કે એ વાતનો ખુલાસો મારી રૂબરૂ કરાવવો.'

'નહિ, નહિ,' હયુ બોલ્યો, 'મારૂં ધ્યાન હાલ ગમખાર બન્યું છે તેથી તમારા કહેવાની ખુબી હું પીછાણી શકતો નથી. તમને મે જે કાંઈ અપ-

માન કરયું છે તે માટે હું પોતાને હવે પછી શિક્ષા કરીશ, પણ મેં હજી તો હમણાજ આ શેહેરમાં પગ મુકયો છે અને તેટલાંજ આ ગજબ દીઠો છે તેથી તથા બીજી જંજાળોથી મારી શુદ્ધી ઠેકાણે નથી રહી.'

'તેમજ છે મારા લાર્ડ સાહેબ,' પ્રાયર બોલ્યો. 'અગર આ ફીરેસ્તાઇ ખસલતના વહાળા હયુને જો વાચા થાય તો તે મને સઘળાં નં ખમાય એવાં બોહાતાનોથી છુટો કરી શકે. માનજો મારા હયુ સાહેબ કે તમારી સ્વર્ગવાસી લેદીના કનફેસર પાદરીના મરણ બાદ મારા હવાલામાં સોંપેલા આ ફેરેસતા તરફની મારી ફરજ અદા કરવામાં મે કાંઇ કસુર કરી નથી. મેં તેને હંમેશ મારી સંભાળ ભરેલી નજર આગળથી દુર કરયો નથી. સર હયુએ તમારી આગળ જે મારી ફરિયાદ કીધી છે તેમાં અજાયબ જેવું કાંઇ નથી; કારણ આજે વરસ દહાડો થયો તે યાહુદીઓના લતા તરફ જા આવ કરતો અને લાંબો વખત તાંહાંજ રહેતો હતો જેથી તેના ઉપર મને ગુસ્સો લાગતો હતો.'

આ રવેશનાં ફરેબ ભરેલાં બોલવાથી કોઇ પણ સાંભળનાર પ્રાયર ઉપર છોકરાનું મોત નીપજાવાનું ગુમાન લઇ જઇ શકે નહિ તેમજ લાર્ડ હ-

યું પોતે પણ પીછાણી શક્યો નહિ કે તેના અમીરી ઘરના બાગનું ખીલતું ફુલ જે કરમાઇને જમીન દોસ્ત થઈ પડયું છે તે પેલા મક્કારેના કરતુકથી થયું છે. તે બોલ્યો, 'બસ કરો પ્રાયર બાવા, 'હું તમો પાસથી દર ગુઝર ઇચ્છું છું. પણ તમે ખરચ વિશે બોલો છો; વાસ્તે મેહેરબાની કરી જણાવો કે મારી બેહેસ્તન લેદી પોતાના બાળકમાટે પોતાની પુંજીમાંથી કાંઇ મુકી ગઈ નહિ? તથા તેમાંહેલું કાંઇ તમારા હાથમાં આવ્યું નહિ? વારૂં પણ એ વાત કહેવાની હાલ તરત તસદી લેતાના—મને મેહેરબાની કરી જણાવો કે મારો દીકરો કેમ મરણ પામ્યો?'

માયરે જવાબ દીધો કે 'ગઇ સાંજે સર હયુ જલદી પાછો ફરયો નહિ તેથી મને શક ગયો કે તે યાહુદીઓના લતા તરફ કેડે રમતો હશે. એ વિચારથી તેના શોધમાં હું નીકળ્યો. મેં તેને જોસીનસ યાહુદીના બાગમાં દીઠો; અને આપણે સારી રવેશે જાણ્યે છીએ કે યાહુદી લોકો ક્રીસચીઅનો તરફ હીચકારાં નીચ કરતુક કરતાં વાર લગાડતા નથી તેથી હું પણ તે બાગમાં દાખલ થયો, અને કેટલાંક ઝાડની પછવાડે ભરાઈ બેહો, જ્યારે મેં એવું કાંઇ દીઠું કે જે બોલતાં મારૂં જીગર ફાટી જાય છે, અને

મારી હિંમત ચાલતી નથી, તથા તે તમારાથી ખ-
માશે પણ નહિ.'

'ખચીત મારાથી કદાચજ ખમી શકાશે,' ના-
ઇત બોલ્યો. 'પણ મેહેરબાની કરી તમારી વાત
આગળ ચલાવો; કાંઇ પણ છુપાવશો ના!'

'હું તમને તમામ કહીશ, મારા સાહેબ; એક
વેળા જોસીનસ સાથ દોસ્તી રાખવાનો તમારા ઉ-
પર શક હતો. તેની દીકરી આપણા ક્રિસ્ચીઅન લો-
કોને પોતાની ખુબશુરતીથી ફસાવી તેમને પોતાના
ઘરમાં આવવાને લલચાવી મારી નાખે છે. અરે
સાહેબ, જરા અહિં નજર કરો અને ભયકાર કામો
મારા મોઢે ફરીથી બોલાવો ના!' એટલું બોલતાં
તેણે પેલા લડવઇયાને તેના બેટાના હાથ અને પગ-
માં ખીલા ઠોકીને પાડેલાં ભોક દેખાડયાં.

'હિંમત રાખો મારા હયુ સાહેબ, એ રવેશે
કમકમો ના! દિલગીરીને દુર કરો! એ રવેશે હિ-
ચકારા બનવું તમને છાજે નહિ; હું તમને તમારી
સ્ત્રીની કબર દેખાડીશ; વાસ્તે ધીરજ ધરો. પવિત્ર
પેગમ્બરની કબરમાટે લડવાને તમે જે સોગંદ લી-
ધા છે તે ખાતર હિંમત પકડો; હજી તો તમને હ-
જારો કાફર મુસલમાનોનાં માથાં ભાંજવાં છે. દેવળ
તરફ વફાદાર રહેવાને હું તમને કહું છું, અને ચે-

નાવું છું કે હિચકારપણાને બદલે દિલમાં શખ્ત કિ-
ણો ધરો! મારા સાહેબ, આ કોઈ કાલે નહિ સાંભ-
ળેલાં કમ કમાત ભરયાં મોતનો તમારે કિણો લેવો
જોઇએ.'

એ રવેશના સખુનો સાંભળતાંજ પેલો પેહે-
લવાન બોલ્યો, 'મને સેતાબીથી જણાવો કે એ
કરપીણ કામ કીઆ ચંડાળે કરયું છે. બસ એટલું-
જ કહો કે એ કોણે કરયું છે અને પછી જુવો કે તે
ચંડાળ ઝેરી સાંપના આ મારાં હથિયારોથી કેવા
કકડા બુકલા કરી તેના ચંડાળ જીવને દોજખમાં ગ-
જબ ખમવાને રવાના કરૂં છું, કે જેથી તે ચંડાળ-
ને પોતાનાં નીચ કરતુકની તોબાશ કરવાનો વખત
મળે નહિ.'

પ્રાયરનાં દિલે તે પેહેલવાનના સખુનોથી ધ્રુ-
જરાં છુટયાં તો પણ જાણે કાંઇ લાગતું ન હોય તેમ
તેણે શાંતી અખ્તીયાર કરી.

હું તે યાહુદીના બાગમાં ઉભેલો હતો તે વખ-
ત હું જોઉં શું કે તે હાથમાં દિવો લઇ તે પોતાના
એક બેડોલ ભતરીજાને ત્યાંના એક કુવા આગળ
લઈ ગયો. ભતરીજો તમારી પોતાની આગળ
ચાલી તમારા દીકરાનું શરીર ઉંચકી દોડતો ગયો
અને યાહુદીના હુકુમથી તેને કુવમાં હોમાવ્યું. ત્યાર

પછી એક ત્રીજા શખસે કુવામાં નજર કરી તે બં-ધેને કાંઇ કાનમાં કહયું. મારા સાહેબ, આ ત્રીજો શખસ પેલી ખુબશુરત યાહુદન હતી. તેનુ નામ તો તમને રોશન છે, કહેવાની કાંઇ અગત્ય નથી.'

પેલા ઉમરાવના ગુસ્સાની હવે હદ રહી નહિ. તે દાંત્યાં પીસી બોલ્યો, 'જુદીથ! દેખાવે ફીરેસ્તો પણ બાતેનમાં તો સેહેતાન! તેણી એક યાહુદન છે, પણ તેણી ખુણમાં પોતાના હાથ ખરડે એ મનાય એવું નથી!'

'પણ હું કહું છું કે મેં તેણીને ત્યાં દીઠી હ-તી! તેણીએ હિન્દી શાળ પોતાનાં ખભે ઓઢેલી હતી. તેણીનાં ગુલફાં સાંપના જેવાં પેચદાર હતાં. તેણીનાં માથાંની બાલેબાલ બેશુમાર મોતી તથા લાલ હતાં. તેણીનાં નેણ ચકચકીત અને કાળાં ભ-મર જેવાં હતાં; તથા તેણીના રોક્ષારા લાલ કીરમ-જી રંગના હતા. તેણીએ મખમલનો જભો પેહેરે-લો હતો. અગર મેં તેણીને ત્યાં જોઇ નહિ હતે તો તેણીની આટલી બધી નીશાણુ હું કયાંથી આપતે, એટલો તો મનસે ખ્યાલ કરો! શું હું કોઈ દહાડે પણ તેણીને ત્યાં જમવા કે મળવા ગયો હતો?' શું હું કાંઇ એવો આદમી છું કે કુફર લોકોની છો-કરીઓ તરફ નજર કરૂં? તોબાહ! તોબાહ!'

'માફ કરજો, પ્રાયર સાહેબ, હું તમને તેમજ આપણા દેવળખાતે જ્યારે મારી હેલનની દોલત મારા હાથમાં લાવશ ત્યારે તેમાંથી મોટી બક્ષેશો કરશ,' હયુ બોલ્યો. 'પણ વારૂં, તમે કાંઇ એમ બોલ્યા કે મારા હયુને કુવામાં નાંખી દેવાને પેલા યાહુદીએ પોતાના ભતરીજાને ફરમાવ્યું હતું?'

'હા મેં મારી નજરેનજર તેને દીઠો અને કાને કાન હુકુમ આપતાં સાંભળ્યો હતો. અરે એ ટલું જ નહિ, પણ તેની દીકરીને આ રવેશે બોલતાં સાંભળી હતી કે તેણીએ નાના હયુને ખીલામારી મારી નાખતાં દીઠાં હતો.'

લાર્ડ હયુએ તે પ્રાયરનું જીગર તપાસવાને તેના ચેહેરા તરફ ટગોટગ જોયું; જેની મતલબ પેલો મકારો પ્રાયર ચેતી ગયો હતો અને તેથી તેણે થાવકો દેખાવ ધારણ કરયો હતો.

'તેણીએ તેને ખીલા મારી મારીનાખતાં દીઠો, એવું તેણી બોલી?' નાઇતે પુછ્યું. 'તેણીની દયાળુ લાગણીની મને એટલીતો સારી પેઠે ખબર છે કે લડાઇમાં દુશમનને જરબ મારતાં મારા હાથ તેની યાદથી અટકતા હતા. એ તમારી વાત મનાય એવી નથી. હું તમને જણાવું છું કે કાપાકાપી અને મારામારી વિરૂધ જોસીનસ જે મારી આગળ લ-

બાણુથી ભાષાણુ ચલાવતો હતો તે તમારાં બોલવા કરતાં અતિશય મોટું હતું. વળી મારા દીકરાએ મને કહ્યું હતું કે જોસીનસ અને તેની દીકરી તેને ઘણો ચાહાતાં તથા તેના ઉપર હજારો હજાર મેહેરબાની વરસાવતાં હતાં. તેમની મોહોબત તથા મેહેરબાની બેશક ખરી હતી.'

'ખરી જાદુઈ હોય તો કોણ જાણે!' પ્રાયર બોલ્યો. 'માનજો ગેન્ત સાહેબ કે તમો યાહુદીઓના ગુનાહ તરફ જે અખાડા કરોછો તેથી લોકો તમારા વિશે એવું સમજે છે કે તમે તેમનાં જાદુઈ કામમાં સામીલ છો, કારણ પવિત્ર પાદરીઓ તેમના પાપી કામો વિશે તમને જણાવે છે તે છતાં તમે તે માનતા નથી.'

એ સખુન સાંભળી હયુ બોલ્યો, 'ભલા પાદરી મારી બેઅદબીની દરગુઝર કરજો; અને માનજો કે જો હું જીવતો રહીશ તો મારા બેટાની લાસને ઠેકાણે પાડયા પછી તે માટે હું પુરતો પસ્તાવો કરીશ. હું જાણુંચ કે કેટલીક મુખ્ય બાબતોમાં તમે સાચું કહોછો. મને ખબર છે કે મારો હયુ ગઈ સાંજે યાહુદીને તાંહાં હતો અને કે તમે પણ ત્યાં તેના બાગમાં હતા. વળી મારો દીકરો કુવામાં પડયો એ વાત પણ હું જાણું છું કારણ કુવાની અંદર મેં

કાંઇ ચીજ જોઇ હતી, જ્યારે મને એટલી ખબર ન હતી કે તે મારા દીકરાનું શરીર હતું.'

ખરી વાત,' પ્રાયરે મનમાં વિચાર કીધો, 'હું ત્યાં તારી નજદીકમાંજ હતો અને કે જો તારા દુકતાને હુનારત બની ન હતે તો તું પોતે એવી હાલતે રસ્તા ખેજ જોતે કે જેની તને જરા ભાન પણ નથી.'

વાંચનારને યાદ દેવડાવવાની અગત્ય છે કે લાર્ડ હયુની બૈરી લેદી હેલન મરણ પામી ત્યારે જે કાંઇ પુંજી મુકી ગઇ હતી તેનું શું થયું તે સાથ એક ભરમ જોડાયલો છે, અને તે ભરમસાથ પેલા પ્રાયરનો સંબંધ હતો. આ વાત એટલે સુધી વધી હતી કે હેલનના કન્ફેસર (પાદરી)ને પ્રાયરે ઠેકાણે પાડયો હતો અને તેના મરણ સાથ હેલનની દોલત પણ ગેબ થઇ ગઇ. આગળી સાંજે તે પ્રાયરે લાર્ડ હયુની પુઠ કોઇ બુરી મતલબસર ધરી હતી; પણ પેલું નોજુવાન બાળક કુવામાં ટીંગાઇને જોતાં તેમાં પડયાથી તેની તે મતલબ અમલમાં આવતી અટકી હતી. અને એવી બુરી મતલબ રાખવાનું પ્રાયરને કારણ એજ હતું કે પોતાનું આગલું પાપ ઉંધાડું પાડનાર કોઇ જીવતું રહે નહિ. તેણે પોતાનું કરતુક સાબેત હિકમતઉપર રચેલું હતું. લીનકૂ

નના ભલા બીશપ તરફનો પોતાનો તિરસ્કાર તેમાં સમાયલો હતો. તેના લોભની વલાણ યાહુદીની દોલત તરફ ટાંકેલી હતી, જે પાર પડવે તેણે લીનકનના અમીર તથા પોપના એલચી સાથ વેંહેંચી લેવાને નક્કી કરયું હતું; અને છેવટે ધરમ ઉપર જીવ આપનારાઓની ટીપમાં સર હયુનું નામ ઉમેરવાની તસદી માટે તેણે એબત (વડતો પાદરી) થવાની નેમ રાખી હતી. કનફેસરના મરણનો ભેદ જેસ્તાને કાંઇ ખબર હતો એવા વેહેમ ઉપરથી તેને પણ ઠેકાણે પાડવાને આ પ્રાયરે નક્કી કરયું હતું. જોસીનસની દીકરીનું ખુન પણ તેણે પોતાની ગોઠવણમાં યોજી રાખેલું હતું તે એટલાજ માટે કે તે ઘરડા યાહુદીના તમામ ખજાનાનો તેણી વારેસ હતી. વળી આ છેલ્લાંને માટે તો પ્રાયરને ઘણાં કારણ હતાં.

'મારા લાર્ડ' હયુ,' પ્રાયર બોલ્યો, જાણજો કે આ શેહેરમાં જગેજગ ગામડયાઓ ફરિયાદનો પોકાર ઉઠાવી રહયા છે કે તેમનાં બાળકોને આપણા પેગમ્બરની મશકેરીમાં યાહુદીઓ ચોરી જઇ હાથે પગે ખીલા ઠોકી મારી નાખે છે. એ તેમની ફરિયાદનો ઉપાય પાદરીઓ બરાબર કરી શકતા નથી તેથી તમો તરફથી અમે આશા રાખ્યે છિયે કે ચાંપતા ઉપાય લઇ પાપી ખુનીઓને ઘટીત ફેજે પુગાડો.

'હું સોગંદ લઇ કહું છું કે એવા પાપીઓને પકડી કાઢી શિક્ષા કરવાને હું કાંઇ હરકત નાખીશ નહિ,' હયુ બોલ્યો.

'અને જયારે તમારા શોકને લીધે તમે પોતે એ કામ કરવાને નાલાયક જણાવો છો તેથી બેહેતર

એ છે કે તે કામ તમે મને સોંપો,' પ્રાયર બોલ્યો.

'હા, એ કામ મારા બદલે કરવાને હું તમને પુરે અખ્તીયાર આપું છું વાસ્તે જે તમને નેક લાગે તે મારા નામમાં કરજો.'

હયુ પોતાના દીકરા ઉપર વાંકો વળ્યો અને તેના ગાલાથી રોક્ષાર ઉપર ચુંમી લીધી. તે બોલ્યો 'રે મારા દીકરા, તું મને મળ્યો એટલામાંજ મરણ પામ્યો! હું તારાં ખુનને કાંતો બેસાડવાનો હતો અને આ તારી બલુ આંખમાં ઘેન્ત કુટુંબના નેણ હું જોવાને ઉમેદવાર હતો! અરે હું કેવો ઉમેદવાર હતો કે આ તારા નાજુક હાથ લડાઇના જરબ લગાવવાને લાયક મજબુત થયેલા જોવું!' બારણાં તરફ જતાં તે બોલ્યો. 'મારી આશા તદન તુટી ગઇ. એના સાથ મારૂં સઘળું ગયું!'

'મારા લાર્ડ હયુ, તમારા માહેતમમાં હું ભાગ લઉં છું.' પ્રાયર બોલ્યો, 'કારણ એ બાળક મને ઘણો વહાલો હતો. હું એટલી ઉમેદ રાખું છું કે નામદાર માહગુરૂ પોપ આ શેહેરની મુલાકાતેથી પાછા ફરે તે આગમચ એના ખુણીઆને તેમનો ઘટતો બદલો આપીશ. વળી એટલું પણ કરીશ કે આ નાના હયુ જેનું ફકત ધરમ ખાતર ખુન થયું છે તેને શેહેરના દેવળમાં દતાવીશ કે જ્યાં દેશદેશના લોકો એની કબરને સેઝદો કરવા આવશે.'



## પ્રકરણ ૧૪ મું.

જોસીનસ બાએ જેસ્તાએ ઘણી તલાશ કરી પણ કેડેથી તેનો પતો મળ્યો નહિ. લીઓનીને એ

વાતની ખબર હતી નહિ. પોતાના માતબર કાકાનાં મરણથી તેની મીલકતનો તે વારેશ થયો હતો, તેથી જુદીથનો હાથ મેળવવાની ઉમેદમાં તે મોટાં કીમતી નજરાણાં લઇ તેણીને ઘર ગયો અને ઘણી કોશેસ કરવા છતાં જુદીથે તેને તદન ના પાડી. તેણીના ઓરડામાંથી નાસીપાસ બની બહાર નીકળતાં એકજ દિલાસો તેને હતો કે પોતાનો હરીફ જેસ્તા પણ તેનીજ માફક બેનસીબ હતો. જેસ્તાને ખબર હતી કે તે જુદીથ આગળ હતો જેથી તે અતિશય બળતો હતો. તેના ઓરડામાં લીઓની જતાં તે તેનાં આંગપર ધસ્યો અને તેનો તોટો પીસ્યો; પણ લીઓનીએ તેનો એક હાથ છટકાવી પોતાને મરતો બચાવ્યો. ઘણું જોર કરવાથી જેસ્તા પટકાઇ બેશુદ્ધ હાલતે જમીન ઉપર પડયો જ્યારે લીઓની હવા આવવા માટે બારી ઉઘાડવા ગયો એટલે તેની નજર એક દાબડા ઉપર પડી જે તે પોતેજ ડાકેણના ઘરમાંથી લાવ્યો હતો. ને ઉઘાડતાં એક કાગળ તેણે નીચે પ્રમાણે વાંચ્યો :—

નામ તુંજનું હિબરૂ, બાપે નહિ તું જયુ,
ખ્રીસ્તી ન લેખાય તું, હરગેઝ થઇ જરૂર.
નજર કરી જો તું, કરો તપાસ પુર,
થયું દુર ખરું તુંજ ખુદ જગેથી ઉંચ,
વાળ ચશમ છાતી તર્ફ, નિશાણ નહિ તું દેખ.
ડાકેણતણાં આંગળાંનો, છે અજાયબ કાંઇ ભેદ;
આશમાની કાંઇક રંગ ખુબ, લાલ રંગ કાંઇક શુભ
ઝાડની એક ડાળી રૂપ, સર્પ જો તું મૂર્ત.

ઉપલું લખાણ વાંચ્યા બાદ લીઓનીએ જેસ્તા-

નું પેહેરણ બરાબર ઉંધાડયું જ્યારે તે જોય શું કે તેનાં ખભાં ઉપર એક ઝાડની ડાળીની આશમાની રંગની નિશાણ હતી. તથા તેની છાટી ઉપર લાલ રંગે સાંપનું ડોકું પાડેલું હતું. પેટી માંહેલી કપડાંની બીંદરી ઉંચકતાં તેમાંથી એક ત્રણ વરશનાં બાળકને આવે એવો એક ઝભ્ભો અને બીજાં કપડાં નીકળી પડયાં. તે તપાસતો હતો એટલામાં કોઈની અવાચીનો અવાજ તેના કાન ઉપર પડયો. તાબરતોબ કપડાં પેટીમાં દાબી દેતાં તે અડધાં બહાર રહી ગયાં. જેસ્તાએ હિલવા માંડયું જેથી લીઓની દોડનો કે તેની નજદીક જઇ ઉભો. જેસ્તાએ નજર ઉંઘાડી અને લીઓનીને જોતાંજ તેણે તેનાં આંગ ઉપર કુદકો મારયો.

લીઓની—દુર રહે, મારાં આંગને હાથ ના લગાડ, નહિ તો તું જાણ.

જેસ્તા—હું તને ઇજા નથી કરવાનો.

લીઓની—તેની હું સંભાળ રાખીશ.

જેસ્તા—તારૂં ખંજર મ્યાનમાં ખોસ, તને નુકશાન કરવાની મારામાં હવે જરા તાકાત રહી નથી.

લી—તેં એક વેળા તનવીજ કીધી એજ મારે પુરતું થયુંચ અને ફરીથી તેવી કોશેશ કોઇ કરે નહિ તેની હું પોતે સંભાળ રાખીશ.

જે—હું સોગંદ લઇ કહું છું કે તેમ ફરીથી કરવામાં આવશે નહી. આ કેવી ભયંકાર લાગણીઓ!

લી—મદદ માટે કોઇને બોલાવું?

જે—નહિ. મારૂં દુખ દફે કરી શકે એવુ મારૂં કોઇ નથી. એક વેળા તું મારો સાફદિલી અને જાની દોસ્ત હતો; પણ તે વખત હવે વહી ગયો છે. તુંએ મને દુન્યાથી રદ કરી નાખ્યો છે.

લીઓની તેને જુદીથના જવાબ વિશેનો સઘળો ભરમ કહેવા જતો હતો પણ અભીમાનીએ તેને વારયો.

લી—તું હમણા તો મને બદનામ કર; પણ યાદ રાખજે કે વખત આવશે ત્યારે તું જરૂર પસ્તાશે.

જે—કદાચ તું બેગુનાહ હોય તે હું હાલ કાંઈ કહી શકતો નથી; કારણ, હું એટલું તો જાણુંચ કે મારૂં ધ્યાન ઘણું બગડયું છે. અને તેમ બગડવાનું કારણ એક પાપ છે કે જેમાં હું પેલા મક્કારે દકિનોના પ્રાયરના મીઠાસવાલાં ફરેબથી ફસ્યો છુ. તે પોતાની કોઇ બુરી મતલબ પાર પાડવાને કોઇ માણુસ શોધતો હતો એટલામાં પેલી મીરઝાના મીનારામાં મારો તેના સાથ મિલાપ થઈ ગયો. તેણે મને પૈસાની ઘણીજ મોટી લાલચ દેખાડી એક કરપીન કામ મારા પાસ કરાવવા માંગ્યું કે જે કરવાને મેં સોગંદ લીધા; પણ પેલી મીરઝાની મજબુટ સલ્લાહથી આ હાથ લોહીમાં ખરડાતા અટ-

કર્યા. તેણીએ મને ચેતાવ્યું કે પ્રાસ્ટર એવો બુરો આદમી છે કે તે કદી પોતાનો આપેલો વચન પાર પાડશે નહિ વાસ્તે તેનાં બોલવાં ઉપર જરાએ ઇતબાર રાખવો નહિ. મને તો પૈસાની ઘણીજ જરૂર હતી, કારણ જુદીથ ઉપર મારૂં દિલ મોમની મિસાલ નરમ થઇ ગયું હતું માટે તાલેવંતમાં ખપ્યા વગર મારૂં કામ થાય એવું મને લાગું નહિ, તેથી પેલા મક્કારેનું હથિયાર બનવાને મેં તેને વચન આપ્યો હતો. જેથી બીચારો ભલો કનફેસર પાદરી-

લી—અરે પણ આ મોહોલ્લામાં નેઝેરીન (ક્રીસ્ચીયન) લોકોનો સોહોર થતો તને સંભળાયચ કે?

કેતુરા—(જેસ્તા આગળ દોડતી આવીને) નાહાશો જેસ્તા, જલદી અહિંથી નાહાશો. તમને બંદીખાણાનો ઉપરી ગાર્સતન પોતાના માણસો લઈ પકડવા આવ્યો છે.

જુદીથ ગડબડ સાંભળી તરત હેઠલ દોડતી આવી જ્યારે કેતુરા તેને સાંમે મળી અને બોલી, 'મારી વહાલી બાઈ, તમે કાંઇ ફીકર કરશો ના; માત્ર જેસ્તાને સરકારનાં માણસો પકડવા આવ્યા છે.

જુદીથ—જેસ્તાને પકડવા આવ્યા છે? કાં, શામાટે? લીઓનીને કોઇ જલદી તેડી લાવો.

કેતુરા—લીઓની જેસ્તા આગળ છે.

ગાર્સતન પોતાના માણસો લઈ જેસ્તાના ઓરડામાં ગયો જ્યાં તેને જોતાંજ તેના ઉપર તડાપ મારી તેને પકડયો અને બેડીમાં સીંકરયો. જુદીથ તહિં જઈ લાગી. તેણીને જોતાંજ પેલો દેવ જેવો ગાર્સતન તથા તેના માણસો હાવરાબાવરા જેવા થઇ એક બાજુ જઇ ઉભા.

જુદીથ—મારે જેસ્તા સાથ વાત કરવી છે માટે તમે દુર ઉભા રહો.

ગા—અમને અહિંનો રંગીલો શરાબ મળે તો તેમ કરવામાં કાંઇ મુઝાયકો નથી.

તરત તેમને શરાબના શીશા મળ્યા.

ગા—અહિં આવરે, કુતરા, આ પેહેલાં ચાખી જો, કારણ, કોણ કહી શકે કે એમાં ઝેર ભેળ્યું નથી.

તરત એક યાહુદીએ તે ચાખી દેખાડયો એટલે શીશા પેહરપે ઉઠાવા લાગા.

જેસ્તા—વહાલી જુદીથ, તું જાણેચ કે ગાર્સતનના હાથમાં સપડાયલો શખસ કદી છુટકારો પામી શકતો નથી, માટે હું તારી છેલ્લી મુલાકાત લઉં છું! અને તેમ જાણીને એક ભરમ તારી આગળ ઉંઘાડો કરૂં છું કે તું સમજે છે તેમ હું તારો

પિત્રાઇ નથી. તારો ખરો પિત્રાઇ પોતાની આયા-ના હાથમાં તેણીની કોઇ ગફલતીથી પોતાનાં માત-પીતાને પેલી જીહાંન મળવા ગયો જ્યારે પેલી આયા તારા પીતાના કોપથી ગભરાઇ અને પોતાની ભૂળ-નો ધાંક પીછોડો કરવા મને મારી મા આગળથી લાવીને તારા બાપને સોંપ્યો. વળી તું અને બીજા સમજે છે તેમ હું કાંઇ યાહુદી નથી. પણ નેઝેરીન ઓલાદનો છું અને મારી મા તરીકે હું પેલી ડાકે-ણને પીછાણું છું.

જુદીથ—વારૂં, પણ હાલમાં તને પકડવા શા માટે આવ્યા હશે.

જે—તે એટલાજ માટે કે ધ્કિાનોના પ્રાયર-નું એક કાળું કરતુક હું જાણું છું માટે તે કોઇ પણ રવેશે મારૂં કાતળું કાઢવા માંગે છે; અને તે હુ લીઓનીને જણાવું છું કે કાંઇ બીજો શક ભરેલો વિચાર મારા ઉપર કોઈ લઈ જાય નહિ.

લીઓની તેની નજદીક ગયો જેના કાનમાં તેણે કાંઇ વાત કીધી.

લી—બાનું, જેસ્તા આ મુસીબતે પોહોંચવાને તદન નાલાયક છે.

જુ—તે હું માનું છું.

લી—તેણે ભૂળ તો કીધી છે; પણ જેમ પેલો

પ્રાયર દુન્યાને સમજાવવા માંગે છે તેમ નહિ.

જ્યુ—જો દેશનો કાયદો સેહેજ તોડયો હોય તો જ્યાં સુધી ન્યાયાધીસોના હાથમાંથી છુટે ત્યાં સુધી ગારસતનના હાથમાં રહેવાને કાંઇ અડચણ જેવું નથી.

જે—મેં કાંઇ કાયદો તોડયો નથી; પણ પ્રાયરે તેમ કીધું તેમાં મેં થોડોક વખત સામેલગીરી રાખી હતી. તેણે ફકત મને ફસાવ્યો હતો, અને તે માટે હું કાંઈ પોતાને થોડો ગુનેહગાર સમજતો નથી. કેમ, કાલેબ, તું એટલો ઉદાસ કેમ થઈ ગયો છે.

કાલેબ—અરે મારા શેઠ, આ તમારી શી હાલત! અરે એ કેમ સાંખું! બોલો સેઠ, હું શું કરૂં, મારા પાસ બહાર ઘણાજ જોરાવર ૭ આદમીઓ ખંજર સાથ તઇયાર છે; ફકત હુકમની ખોટી છે.

તેના બોલવા ઉપર તરત તે ૭ માણસોએ દેખાવ દીધો જ્યારે ગારસતન ચોંકયો અને તેઓને ઓરડાની બહાર જવાનો હુકુમ કરયામાં લાવ્યો. તેઓએ તેનો ઇનકાર કરયો અને જણાવ્યું કે સેઠાણીનો હુકુમ શિવાય તેઓ જેસ્તાની આસપાસથી ખસવાના નથી. જુદીથે ડહાપણ ખરચી તેમને ક-

હ્યું, 'હું તમને હુકુમ કરૂં છું કે તમે અહિંથી બ-
હાર ઉભા રહો; પણ ધ્યાન રાખજો કે આ માણ-
સો પાધરા બહાર જાય અને ઘરના બીજા કોઇ
પણ ઓરડામાં પગ મુકે નહિ.

જેસ્તા—(જુદીથને દિલગીર જોઇ) મારા
જવા પછી તારાં દિલને જરૂર કરાર આવશે—તે
વખત લીઓની તારો મદદગાર થશે, એવો મારો
ચોકસ ભરોસો છે.

લીઓની—હું આ ફરતા આશમાન તથા
હફ્તકેશવર જમીનના સોગંદ લઈ કહું છું કે હુ
એણીનો મદદગાર થઇશ.

જેસ્તા—ત્યારેજ સુખના દિવસ પાછા આ-
વશે! અને ત્યારેજ તમે લોકો સલ્લાહ અને સંપ-
માં એકમેક સાથ જોડાશો.

જુદીથ અને પોતા વચ્ચેનો સંબંધ કેવી પં-
કતી ઉપર હતો તેનો ખુલાસો જેસ્તા આગળ કર-
વાની તક લીઓનીને આ બોલવા ઉપરથી મળી.
તે બોલ્યો, 'સબર, જેસ્તા, જુદીથ સાથના મારા
સંબંધ વિશે તું એક ભુળમાં ગોતું ખાય છે. હું,
અંતરે તેણીના હાથનો દાવો કરવા આવ્યો હતો,
ખરો, પણ તેણીએ તે મારી અરજ રદ કરી મને
સેવટનો જવાબ ઘણોજ નાશીપાસીનો આપ્યો છે.

તેણીના જવાબથી મને એક રેસભાર પણ હવે આશા બાંધવાનું રહયું નથી; અને મારાં બોલવા-નાં ખરાંપણા વિશે જોઇએ તો જુદીથને પોતાને તું પુછયામાં લાવ.'

જુદીથ—એનું બોલવું તદન રાસ્ત છે.

જેસ્તા—શું એમજ છે? ત્યારે મીરઝાની આગાહી ખોટી નથી! -કોઇ યાહુદી તેણીનો હાથ મેળવી શકશે નહિ.

લીઓની—પણ તું કાંઇ યાહુદી નથી, જેસ્તા.

આ ખુલાસાથી તે બંદીવાનનાં જીગરમાં હર્ષ સમાયો નહિ. તેથી તેનાં જીગરમાં આશાનો કાંઇ પ્રકાશ દીપી નીકળ્યો, અને હઇડે એ ધીરજ સાથ તે ખુશાલ ચેહેરે બંદીખાણે ગયો.



## પ્રકરણ ૧૫ મું.



જેસ્તાના જવા પછી જુદીથનું દિલ તેના છુટકારા માટેના તરેહવાર અંદેશાના વમળમાં પ્ર-ડયું. અનેક ઉપાયો દિલે યોજ્યા પણ તેના ઘરના કારભારી કાલેબે સુચવેલો એક ઉપાય તેણીને ઘણો દુરૂસ્ત લાગો. આ વિશ્વાસુ નોકરે તેણીના બાપના

શોધ માટે છુપા લેબાસમાં કિલ્લાના જાબજા ભાગો તરફ જઈ આવવાનો જોખમ પોતાને સર લેવાને ખાહેસ્ત દેખાડી; પણ તેણીએ તેને જવા ન દેતા પોતે પોતાની સાહેલી કેતુરા સાથ વેશ બદલી પોતાના બાપને ધુંડવા જવાનો દિલસે ઠરાવ કરયો. સ્પેનીશ લોકોના પેહેરવેશમાં તેઓ તઇયાર થયાં. જુદીથે એક ચીઠી લખી પોતાના ઓરડાની તેબલ ઉપર મુકી જે મધે તેણીએ લખ્યું હતું કે :—

કાલેબે પોતાના સેઠની બેટીની મરજી રાખવા તેણીની થોડા વખતની ગેરહાજરી છુપાવી રાખવી. તેણી અહિંથી કેતુરાને લઈ ઘણી દુર ગઇ નથી. તેમ કરવાની તેણીની મતલબ પોતાના બાપને ધુંડવા જવાની છે. સઘળું ઘર તેના જ્હસ્તકમાં તેણી સોંપી ગઇ છે.

તેજ તેબલ ઉપર એક બીજો રૂકો હતો જેમાં તેણીએ લીઓનીને જણાવ્યું હતું કે લેદી ઇસાબેલાને મળવા જવાની તેના સાથની ગોઠવણ તેણીએ હાલ તુરત મોકુફ રાખી છે; અને તેણે ખાતરી રાખવી કે તેમ કરવાથી જોસીનસ વેપારીના છુટકારા માટેના ઇલાજમાં કાંઇ ઢીલ થશે નહિ.

એ રવેશનો બંદોબસ્ત કરી તથા પોતાના તેમજ કેતુરાના હાથમાં દીલરૂબા રાખી જુદીથ

તેણી સાથ ત્યાંથા નીકળી અને લીનકનના ડુંગર ઉપર ચઢી ગઇ. જ્યાં તેણી પગ મુકે ત્યાં તેણીની ખુબસુરતી નેહાલવા લોકોની ઠઠ મળતી. દુરથી લીનકનના કિલ્લાના બુરજ દેખાડી જુદીથ કેતુરા આગળ બોલી, સામા જે મીનારા દેખાય છે તે દેહેશતનાક જંગલમાં કદાચ મારા બાપને પત્તો મળશે.'

કેતુરા—પણ એ તો ગોયા કેદીઓને રાખવાના બંદીખાણામાંની નાની કોતડી જેવો દેખાય છે!

તેઓ હિંમત પકડી આગળ ચાલી અને એક બાગર પસાર કરી બીજી આગળ ગઇ. હવે જુદીથને ખબર હતી કે હલકે વાઘેના ગવઇયાઓને એ બીજીમાં દાખલ થવા દેવાનો હુકુમ હતો નહિ તેથી તેણીએ પોતાની તમામ ચપળતા એકઠી કરી અને દિલરૂબાના તાર બરાબર કરી એક એવી તો અછી રીતનો સરોદ કાઢયો કે તમામ પહારેગીરો તેણીની આસપાસ ભેગા થઇ ગયા. ગીતમાં તેણે સ્પેનીઆર્દ લોકો અને શારલામેન વચ્ચેની કસાકસીની લડાઇની કહા કહી સંભળાવી જે સાંભળવા ઉપરથી લોકોએ આફરીન! આફરીનના પોકારો ઉઠાવ્યા. ઉંચે એક કંગુરા ઉપર નજર કરતાં લેદી ઇસાબેલા

ઉપર જુદીથની નજર ગઈ. તે લેદીએ પોતાના એક ખીદમતગારને પોતાની નજદીક બોલાવ્યો અને તેને કાંઇ હુકુમ આપ્યો. તરત તે ખીદમતગાર પેલી સ્પેનીશ ગાયણકારો આગળ આવ્યો અને તેમને ઇસાબેલાના મુકામ તરફ લઇ ગયો. આ લેદી તેમના સુંદર સરોદથી તથા વાજનતરથી ઘણીજ ખુશ થઇ ગઇ, અને તેમના તરફથી ઘણાક રાગ તથા ગીત સાંભળ્યામાં લાવી.

એ રવેશે તેણી પોતાને ગમત મેળવતી હતી એટલામાં ઓરડામાં બે સ્ત્રીઓ દાખલ થઇ જેમની આગળ તેણીએ જુદીથ અને તેની સાથીની અત્યંત તારીફ કરી, થોડીક વારમાં બહાર કમ્પાઉન્ડમાં કાંઈ સોહોર સંભળાયો જેથી ઇસાબેલા તથા પેલી બીજી સ્ત્રીઓ બારી આગળ ગઈ.

ઇસાબેલા—મોદ, અરે આ તો લીનકનનો અમીર પોતાની સાથ પોપનાં એલચી તથા મારા ભાઇનો હરડતો વેરી ઇકાનોના પાદરીને લઇને આવે છે. એની સાથનો દરેક આદમી મારા ભાઇના જીવનો તરસીઓ છે. મોદ, મોદ, હવે હું રજા લઉં છું, કારણ મને અહિં થોભવામાં કાંઇ સારો સાર નથી.

મોદ—વહાલી ઇસાબેલા, તારા મેહેલમાં જ.

થામાં તારા ભાઇને તું તારા લીધે વધારે અડચણ-
માં નાખશે, કારણુ તાંહાં તેના પોતાના મેહેલમાં તે-
ની સતા ચાલતી નથી. પોપનો એલચી ત્યાંનો
હાલમાં મુખ્તીયાર બન્યો છે, વાસ્તે તું અહિંજ
થોભે તો ઠીક.

ઇસાએલા-તારૂં કહેવું રાસ્ત છે. મારા ભાઈ-
ની પોતાની હુઝતથી હું તેનાથી જુદી પડી છું.

તેણી એ રવશે વાત કરતી હતી એટલામાં
અમીર તરફથી એક કાસદ કાંઇ પેગામ પેલી બંધે
સ્ત્રીના કાનમાં કહી ગયો. તેઓ ઇસાએલાને કોઇ
સાંભળે નહિ તેમ કાંઇ કહી ગઇ, જેણી આંખમાંથી
આંસું પાડતી બારી આગળ એક ખુરશી ઉપર
બેઠી. તેણીને એ રવેશે એકલી જોઈ જુદીથે પો-
તાની અરજ તેણીના આગળ કરવાની તક લીધી.

જુદીથ—લેદી ઇસાએલા, હું તમારી દયા
માટે તમને આજેજી કરૂં છું.

ઇસાએલાએ તરત તેણીના તરફ મો ફેરવ્યું
જ્યારે જુદીથે પોતાની તથા બાપ અને જેસ્તાના
ઘુમ થવાની તમામ હકીકત તેણીને કહી સંભળાવી.

ઇસાએલા—શું ત્યારે તું સ્પેનીશ કન્યા નથી!
તારૂં નામ ગેબ્રીઅલ નથી! અને તું ધંધાદારી ગા-
યનકાર નથી?

જુદીથ—નહિ; મારો આ શેહેરમાં જન્મ થયો હતો, અને અત્યાર સુધીનો મારો જન્મારો અહિંજ ગુજરયો છે.

ઈસાબેલા—પણ હું એ રવેશનાં મક્કરબાજ કામોને ધિક્કારૂં છું. તને જો કાંઇ કહેવું હતું તો ખુલ્લી રીતે કાં નહિ આવીને કહ્યું? વારૂં, હવે જે થયું તે થયું. મારા સાથ લીનકનની ઉમરાવજાદીના મંડપમાં આવ.

તરત જમણની તેબલ મંડાઇ; અને કેતુરા પોતાની સેઠાણી આગળ તેણીની ખીદમત માટે તેબલ આગળ ઉભી.

ઇસાબેલા—લેદી મોદ અને એલીસ, તમને જણાવવા રજા આપો કે આ બંધે સ્ત્રીઓ એક નેક મતલબ સર અતરે આવી છે. આપણને જેમ જણાવવામાં આવ્યું હતું તેમ એઓ બંધે બેહેનો નથી; પણ એક બીજીની સેહાણી છે; અગર તમારી મંજુરયાત મળે તો કાળે હું અહિંથી જાઉં ત્યાં સુધી તેઓને મારી સાથ રાખું.

તેણીની માંગણી અમલમાં આવેલી જોવાને બંધે સ્ત્રીઓએ ખુશી બતલાવી જેથી જુદીથ પોતાના મનમાં અતિશય ખુશી થઇ. જુદીથે પેલી સ્ત્રીઓ આગળ પોતાનાં ગાયણ અને વગાડવાનું

પાછું ચાલુ કીધું જ્યારે ઇસાબેલા મનમાં વિચાર કરવા લાગી કે અગર તેણી એ રવેશે વખત ગુજારશે તો ઇક્રનોનો પ્રાયર પોતાની બુરી મતલબ પેલા નીરદોષ યાહુદી અને જેસ્તા ઉપર અમલમાં લાવશે; તેથી તેણી ત્યાંથી નીકળી અને જુદીથને ઇસારત કરી કે પોતાના રાગથી પેલી સ્ત્રીઓને રોકી રાખે. જેના જવાબમાં જુદીથે પોતાની ઉલટભરની ઇસારત કરી પોતાનો હર્ષ જણાવ્યો.

લેદી ઇસાબેલા કિલ્લાના બંદીખાણા તરફ નીકળી ચાલી અને પોતાની દાસી પાસે પ્રાયરને તેડાવ્યો.

ઇસાબેલા—પ્રાયર, પોપનો એલચી તને એબત (ચઢતો પાદરી) કરવા માંગે છે. પણ મારે તને પુછવું છે કે તું ટોળાંનો રાહબર થઇને ગરીબ મેંઢાંનો શિકાર કરે એ તને છાજે? તું લોકોનો ગોવાળ થઇ તેમને જબે કરેચ ત્યારે તને આ મોટી પદ્દો મલેલી શા ખપની? તારો જીવતો પાપી બનતો જાય છે. મને તારાં બધાં પાપી કરતુકની ખબર છે. તુંએ અમીરને તારા હાથમાં લીધો છે પણ યાદ રાખજે કે ખોદાની નજર તારા ઉપર છે. તે તને છોડનાર નથી તેની યાદ રાખજે. તુંએ કેટલાં ખુનમાં તારા હાથ ખરડયા છે. લાર્ડ હયુની દોલત-

નું શું થયું? તેની સ્ત્રીના કન્ફેસર પાદરીનું શું થયું?

પ્રાયર—એનો જવાબ જ્યારે અદાલતની દે-વડીએ મને પુછવામાં આવશે ત્યારે આપીશ. મને લેદી ઇસાબેલાના ફાંટા સાથ કાંઇ કામ નથી.

ઇસાબેલા—આહ! તું વાત કેવી ઉડાવચ! અને દિલે કેવો ચોંકેચ! આજે તીશ વરશ થયાં હું તારી ખબર રાખતી રહી છું. એટલા વખતમાં તું-એ કેવાં કરપીન કામ કરયાં છે તે મને અજાણ્યાં નથી.

પ્રાયર—બસ, ઇસાબેલા, તું હવે અતેરૂં કરી રહીચ. મને જવા દે, ઘણું કામ છે.

ઇસાબેલા—શું કામ છે તે હું તને કહું! એક ગ્રહસ્થ જે તારા કરતાં ઘણોજ પાક તેની વિરૂધ કાવતરાં તથા બીજો એક નીરદોપ યાહુદી જેની દોલત ઉપર તું તલપેછે અને જેની બેટીને તું અ-મીરના કબજામાં ફસાવવા માંગેચ તે; કેમ મારી ને-મ બરાબર છેની!

પ્રાયર—કોઇ ઇનસાનની મકદુર નથી કે તને એ વાતની ખબર આપે. આ કામ પેલી મીરઝાં ડાકેણનું છે. તેણી એ વેળા મારાં કામની આડે આવી અને મેં જતી મુકી છે; પણ હવે તેણીની મુશીબત લખાઇ ચુકી છે.

ઇસાબેલા:—એક તીજા નિરદોષ ઉપર હવે તારી નજર ફેંકેલી દુર કર તારો ક્રિણો મારા ઉપર ઉતરવા દે; કારણ હુંજ તેને લાયક છું.

પ્રાયર—તું ક્રિણા લાયક! તું મારી એક વેળાની મોહોબતની દેવી તે લાયક ક્રિણો! છિ! છિ! પણ આટલું તો જરૂર જાણજે કે મારી મોહોબતનો તુંએ ઇનકાર કરયો માટેજ મને આવું સુઝ પડયું છે કે જેથી મારાં ધરમ અને આબરૂને હાણી પુગી છે.

ઇસાબેલા—મેં તને એવું કરવાને ફરજ પાડીછે એમ કહેવાની તું હિંમત ચલાવેચ? તું મારા બીછાણાંના તકીયાને પુછશે તો તે વાચા મળવાથી તને ખુલાસો કરશે કે તે તારી બે ઇમાની ખાતર મારાં આંસુંથી તર થઇ ગયો હતો. પણ તે વાત હવે તું ભુલી જા અને એક ખુણ કરયાથી ધરાઇને બીજા એનાં લોહીમાં હાથ ખડવાથી દુર રહે. તને ખબરછે કન્ફેસર પાદરીનું તુંએ શું કીધું?

પ્રાયર—તું મને નાહક બદનામ કરે છે, તેને તો પેલા યાહુદી વેપારીના ભત્રીજાએ મારી નાખ્યો છે કે જે માટે તેને અને નાના હયુનાં ખુણમાટે જોસીનસને ફાંસી દેવામાં આવશે. અને એમાં લીનકનના અમીર શિવાય બીજા કોઇનો હાથ નથી.

ઇસાબેલા—શું સર હયુનું ખુન થયું! અને તે જોસીનસના હાથથી નીપજયું!

પ્રાયર—અલબતાં. ગઈ સાંજરે તે છોકરો પાછો ફરયો નહિ તેથી હું તેના શોધમાં નીકળ્યો જ્યારે તે જોસીનસના બાગમાં હશે એવું સમજી હું ત્યાં ગયો અને પછવાડે એક કુવો હતો ત્યાં આગળ એક ઝાડની પછવાડે સંતાઇ બેઠો તો જોઉંશું કે જોસીનસે પોતાની પછવાડે પોતાના ભત્રીજા પાસે નાના સર હયુને ઉંચકાવી કુવા આગળ લઈ જઇ તેને તેમાં નાખ્યો. એ કામ પેલી યાહુદને આગળ રહી કરાવ્યું હતું. તે સઘળાં ઘરમાં ગયા પછી મેં મારાં એક માણુસને બોલાવી તેને કુવામાંથી બહાર કઢાવ્યો અને મારા ઓરડામાં લાવી મુકયો છે. આવતી કાળે તેની પાયદસ્તમાં સામીલ થવાને અમીર તરફથી ગામને હુકુમ થયો છે.

ઇસાબેલા—ત્યારે તે માંણુસ એક શાખસી તરીકે બહાર આવશે.

પ્રાયર—અલબતાં; પણુ તેની નજર ઝાંખી છે તેથી તેણે બાલકના હાથ ઉપરના જખમ દીઠા નહિ.

આ કમકમાત ભરેલી વાત સાંભળતાં ઇસાબેલા વિચારમાં પડી. તે સમજી ગઇ કે એ કરપીન કામ પ્રાયર પોતે કરી શકે એવો હતો.

પેલો પાદરી તેણીના વિચાર સમજી ગયો. તે મનમાં બોલ્યો, 'આ કામમાં મારાં જીગરનો ભાગ ન હતો; પણ જ્યારે વાત વધી ગઇ છે ત્યારે લાચારીએ મારી પોતાની સલામતી ખાતર હાથમાં લીધેલું કામ પાર પાડવું જોઇએ.'

આવા વિચારમાં તે પાદરી ફંસાએલા આગળથી બહાર નીકળ્યો જ્યારે તેણી પેલા ફીરેશ્તાઇ ચેહેરેના બાળકના ગમમાં ગીરફ્તાર બની ત્યાંજ બેસી રહી.



## પ્રકરણ ૧૬ મું.

નાના હયુની પાયદસ્ત બીજે દહાડે તમામ ગંભીર દેખાવ સાથ કાઢવામાં આવી જે પાછળ શેહેરનું તમામ અદને આલા ચાલતું હતું. તેના દરમીઆન એક ગુલબાંગ એક બાજુએ ઉઠી રહી. એક સ્ત્રી ઇકાનોના માયરનો ઘોડો અટકાવી તેને સવાલ કરવા લાગી. તેણી બોલી 'રે પાદરી, મારો દીકરો કયાં છે?'

પાદરી—નીકળ અહિંથી, રે ડાકેણ!

મીરઝા—નહિ, મને કહે કે મારો દીકરો જેઆ કયાં છે?

પા—આ ડાકેણ દિવાની છે. એણીનો દીકરો શું અને વાત શુ તે કાંઇ હું જાણતો નથી.

મી--હું દિવાની નથી. ગઇ કાલેજ મને ખબર પડી કે મારો દીકરો હયાત છે. ભલા પાદરીઓ જરા ઠેરો હું તમને ઝાઝો વાર ખોટી રાખીશ નહિ! પણ મારે જાણવું જોઇએ કે આ કાળાં કરતુકવાલા પાખંડી પ્રાયરે મારા દીકરાનું શું કરયું છે. ભલા પોપના એલચી મારૂં સાંભળો!

એલચી--એ કોણ કંગાળ ઓરત છે?

એબ્બત—મારા સાહેબ કારદીનલ, એણી એક ડાકેણ છે. જાતે નીચ છે. જે હવા તેણી દમમાં લોએ છે તે તેણીનાં જાદુઇથી ભરેલી છે. એણીને બંદીખાણે મોકલાવેલો ભલી.

એ—અલબતાં, એણીંને પરહેજ કરો.

મીરઝાને તરત એ પાદરીઓએ પકડી લીધી; પણ તેણીએ આકાશ તરફ હાથ કીધો અને ભારે દુખદાયક કલાપીટ કરી મુકી. તેણીનાં રદનનો અવાજ સાંભળી લાર્દ હયુ તેણીની નજદીક આવ્યો. તે તેણીની સાથ મળે એ બીના નવા એબતને મનસે અતિશય ઝેહેર ભરેલી હતી.

એ—(મનમાં) હા! કોઈ પણ રવેશે તેને પેલીની નજદીક જતો અટકાવવો જોઇએ. (મોટે

થી) મારા લાર્ડ હયુ, હું તમને ફરમાવું છું કે, એ ડાકેણથી તમે દુર રહો. તેણીએ તમારા વહાળા બેટાને જેમ પોતાની જાદુઇથી મારી નાંખ્યો છે, તેમ તમને પણ કરશે; વાસ્તે તમારા ઘોડાને પાછો ફેરવો.

હયુ—હું એણીથી કાંઇ બીહીતો નથી, પ્રાયર, અરે નહિ એબત સાહેબ. તારો દીકરો જે ગુમ થયો છે તેનું નામ શું હતું?

મીરઝા—જેસ્તા. તે એક બેડોળ શખસ છે, અને લોકો તેને યાહુધી સમજે છે. તેને મારા પાસેથી છેક બચગીમાં કોઇ ચોરી ગયું હતું અને છેક આજે જે ઓરત તેને ચોરી લઇ ગઇ હતી, તેણીએ મને જણાવ્યું કે તે મારો દીકરો છે. હું તરત યાહુદી વેપારી જોરીનસને ત્યાં ગઇ, પણ ત્યાંથી મને ખબર મળી કે આ પાપી પ્રાયરના હુકુમથી તેને પકડી કેદ કરવામાં આવ્યો છે. (પાદરીને) બોલ, મારો છોકરો કયાં છે.

હયુ—આ એક અજાયબ જેવી વાત છે; પણ તે હું માનું છું. એ પોતાના બેટા માટે દુખી છે અને હું પણ મારા દીકરાનો ગમ કરૂં છું.

એટલું બોલતાં તેણે પોતાના દીકરાની કર-

કરી તરફ નજર કીધી-અને એબતને અરજ કીધી કે તેણુના હાથ છે.ડે.

એબન—શા:ર્ હયુ જો હું તમને જણાવું કે જેતાને શા કારણુસર પરહેજ કીધો છે, તો તેથી નાહક તમારો બગાપે વધશે. તેણે તમારા-દીકરાનું ખુન કરયું છે જે વાંક માટે તેને આજ રાતે ગરદન મારવા માટે અમીરે હુકુમ આપ્યો છે.

મી—અરે સઘળા આશરી, હવાઇ, અને દુનયાના દેવે ! આ હું શું સાંભળું છું, મારા દીકરાને ગરદન મારવાના છે! શું એ મને મા કરીએ સાવે નહિ! શું હું તેને મારા દીકરા તરીકે મારી ગોદમાં દાબું નહિ!

જે લોકો આગળ ચાલતા હતા તેઓ સર્વ તેણીની રડાપીટથી તેણીની તરફ પાછળ ફરયા જેઓમાં બે નેકાબદાર સ્ત્રીઓ હતી. જે માંહેલી એક મુરદાંની પેટીની આડીઅવડ ગઈ અને મોં ઉપરને નેકાબ ઉંચકી ખુબરૂ બાળકનો ચેહેરો દીઠામાં લાગી, જેણીની એવી હુલકાઇ માટે બીજીએ તેણીને ઠપકો આપ્યો. અને તેણીને આંખમાંથી આંસુ પાડતાં જોઇ તેણી બેલી, જુદીથ, તું રડેચ તેનું કારણ એજ હ ગેચ કે તારાં કુટુંબ તથા જાતનું સત્યાનાશ વાળવાને કાવતરૂં કરનારને તુંએ દીઠો છે. ?

જુદીથ—નહિ, ઇસાએલા, મને તે વિશે કાંઇ વિચારેલી ન હતો. પેટી માંહેલા પેલા નાના શીરેસ્તાને મેં દીઠો છે કેવો તેનો હસતો મુખડો! કેવા તેના પરવાળાના હોટ! અને કેવા સુંદર હાથ અને ગરદન! રે સુંદર બાળક! મેં તને છેલ્લાં દીઠો ત્યારે તું કેવો તનદરૂરત હતો! ઇસાએલા, આખરે તે ગયો! મે તેને છેલ્લો દીઠો, એ મોટા સધીઆરો!

ઇસાએલા—જુદીથ, રડવાનું ખતમ કર. નહિ તો કોઇની નજર તારા ઉપર ખેંચાશે તો ખોટું થવાનું. પેલા માયરે—હું તેને એબત તો કદી કહું નહિ, તેણે-તને દીઠી તો નથી?

જુ—મેં તેની ગમ જરા પણ નજર કીધી નથી, તેથી હું કેમ જાણું!

ઈ—અને છોકરાના હાથ ઉપર કાંઇ જુલ્મા તની નીશાણી તુંએ દીઠી નહિ?

જુ—નહિ, મેં તો કાંઈ દીઠું નહિ; કારણ મોં શિવાય તેનું તમામ દિલ ઢાંકેલું હતું. તેનું રણ-સીંગડું તથા સાંકળ તેના પાસે મુકેલાં મેં દીઠાં ઇ-સાએલા તેને જોતાંજ મને એવું થઇ આવ્યું કે બસ જઇને તેની પેસાની ઉપર બે ચુસા લઉં! હું તેના આગળ જઇ રૂદન કરતે કે, 'રે મારા નાના

હયુ! જુદીયની ગફલતીથી તારી આવી વલે થઇ છે, એ વાત મારી અંત ઘડી સુધી વીસરનાર નથી. ઉઠ, મારા નાના ફરેસ્તા ઉઠ, અને એક વખત ફરીથી મારી સાથ વાત કર!'

તે બંધે ઓરતો પેલી ડાકેણુ નજદીક ગયાં જ્યારે પાયદસ્ત આગળ ચાલી. ત્યાં જઇ તેઓ જોય શું કે એક સાધુ મીરઝા પાસે ઉભેલો હતો. તેણી બેભાન પડેલી હતી. સાધુએ તેણીને હુશિયાર કીધી અને પછી કહ્યું, 'ઠીક થયું કે તું મળી. હું તને શોધતો હતો. વાસતે તું નદી કાંઠે મારાં મઠક આગળ જઇ મારી રાહ જો, હું તને જલદી આવી મળીશ.'

મી—ના, હું માયર આગળ જાઉં છું. મને મારો દીકરો જોઇએ. હું હવે ઝાઝું જીવનાર નથી.

સાધુ—બાપુ, તું શું તે એબતને એટળો મૂર્ખ સમજે છે કે તે તારા દીકરાને પોતાના હાથમાં આવેલો જતો મુકશે? તને શું પછી બોલતાં નહિ આવડ્યું કે નાના હયુના ખુન માટે તેજ જવાબદાર હતો?

ઇસા—ભલા સાધુ, એબત સાહેબની નીંદા કરી તમે પોતાને જોખમમાં નાખો છો.

સા—તે મને વ્વાસતીમાં તો અત્યાર પેહલાં-નો નાખી ચુકો છે.

ઇસા—તેણે તમને શી રીતે જોખમ પોંહોં-ચાડયો છે (લગાર વિચાર કરીને) મને ઘણાક નના-મા જે પત્રો મળ્યા છે, તે તમે લખ્યા છે, સાધુ સાહેબ?

સા—હા, મેંજ લખ્યા છે.

ઇ—ત્યારે તો હું તમારી સાથ વાત કરવાનો વિચાર રાખું છું; વાસ્તે આજ સાંજરે મને મારા મેહેલમાં મળશો?

સા—નહિ, હું કદી મારાં મથમાંથી બહાર નીકળતો નથી. મને મલવાને ઇકાનોના માયરે ઘણી વેળા તેડું મોકલ્યું છે, પણ મેં ના પાડી જણાવ્યું છે કે મેં બાધા લીધી છે, વાસ્તે મારાથી કેડે બ-હાર જવાય એવું નથી.

ઇ—ત્યારે કયે વખતે હું તમને હરકત કરયા વગર મળી શકું.

સા—તે હું તમને જણાવીશ. બાધામાં કાંઇ એવી મનાઇ નથી કે મારાં મઠમાં મળવા આવ-તાઓ સાથ હું મિળાપ કરી નહિ શકું.

ઇ—તમારાં તેડાં માટે હું ઘણી અધીરી બ-નીશ. તમોએ લખેલા પત્ર અગત્યાના હતા.

સા—નેક બાનું, હું તમને બીજી વધારે ખ-બર આપીશ. (મીરઝા આગળ વાંકો વળીને) જયારે બેદ ઉંધાડો કરવાની સોના જેવી તક તુંએ હાથ આવેલી ખે હી છે, તો હવે જરા પણ યોગ્ય વખત આવતાં સુધી કોઇ આગળ બોલતી ના, હું તને તે વખત વિશે જણાવીશ, જયારે તારા દીકરાનો છુટકારો થશે.

મી—મારા છોકરા માટે એ રવેશની કળજી કરો છો તો મેહેરબની કરી મને જણાવો કે તમો કોણ છો. શું તમે તેને મારી ગોદમાં દાબવા મારા પાસ લઇ આવશો ? પેલા કનફેસર પાદરી જેવા બીજા વીશનું ખુણ થાય તો મુજને શું છે ?

સા—જા, મેં તને કહયું ત્યાં જઇ થોભ નહિ તો સઘળો ધાન વાગશે. આજની રાત આગમચ હું તારા દીકરાને તારી નજદીક લાવવાની અશા રાખું છું; પણ એક શબ્દ કોઇ આગળ કાઢીશ ના, નહિ તો કે એમજ સમજ કે તેનું ખુન થવાનું; વાસ્તે ઉઠ, આપણી દરેક પળ અતિ કામની છે.

મીરઝા ઉઠી અને સાધુના પગ આગળ પડી કદમબોશી કરી તેનો ઉપકાર માનવામાં લાગી; અને ત્યાંથી નીકળી ગઇ જયારે સાધુ ઇસાબેલા તથા જુદીયના ઘોડા સાથ પાંઉ પ્યાદો ચાલ્યો.

ઇસાબેલા—પેલી સ્ત્રી તમારો અત્યંત ઉપકાર માનતી હતી; કેમ તેના દીકરાને છોડવવાની કાંઇ તેણીને તમે આશા આપીચ શું?

સાધુ—આશા, નેક બાનું? કોણ જાણેચ કે આજે સાંજરે તેનું ખુણ નહિ થશે! અને તેના જાતભાઇઓ ઉપર ખ્રીસ્તીઓનો ધુજારો નહિ ચાલશે. ગયાં અઠવાડયાંમાં યોરક શેહેરમાં પાંચ હજાર યાહુદીઓને વગર ઈનસાફે કાપી નાખ્યા હતા; અને અતરે પણ તેમજ થશે એવી વકી રાખવામાં આવે છે. આજે જયાં જોઇએ ત્યાં પ્રાયરનો બોલ કાયદો ગણાય છે.

તેઓ આ રવેશે ગોફ્તેગો કરતાં જતાં હતાં, જયારે રસ્તામાં હજારો લોકો જુમબેશ કરતું યાહુદી લતા તરફ જતું હતું, જેઓ સર્વ એકજ અવાજે યાહુદીઓની કતલ ચલાવવાના પોકારો ઉઠાવતા હતા, જે સાંભળતાં જુદીથ ઘણીજ ગાભરી પડી ગઇ. ઇસાબેલાએ સાધુની રજા લીધી અને જુદીથને અરજ કરી કે ઘોડાને એડ મારી આગળ ચલાવે. તેઓ બંધે ઘોડો દપતાવતાં જુદીથનાં ઘર આગળ જઇ પુગાં, જયાં પોતાના બાપને જોઇ જુદીથ ઘણીજ ઓાચંબો પામી. તેઓ બંધે એકમેકને જોતાંજ બાઝી પડયાં અને 'મારા બાવા તથા મારી

બેટી' એ બોલો શિવાય તેમનાથી બીજું કાંઇ બોલી શકાયું નહિ.

જુદીથ—બાવાજી, તમારો શી રત્તેશે છુટકારો થયો ?

જોસીનસ—આ નેક બાનું જે આપણી નજદીક છે, તેઓએ –

જુદીથ—શું, લેદી ઇસાબેલાએ! ત્યારે તો એમને હું હંમેશ ચાહાતી રહીશ.

તેણીએ ઇસાબેલાને ગોદમાં દાબી અને અતિશય ઓહાંસ કરી પોતાના સાથ જમતા કબુલ કરાવ્યું. જમ્યા પછી વદયા થતી વેળા જુદીથે મોતીની એક ઝાલર તથા જોસીનસે એક હીરાનો હાર ઇસાબેલાને ભેટ આપ્યાં, જે ઘણા આગ્રહને લીધે તેણીએ કબુલ રાખ્યાં. તેણીના જવા પછી લીઓની ઘરમાં દાખલ થયો અને જોસીનસને જોઇ ઘણો ખુશી થયો.

જોસીનસ—કેમ પેલા દાગીણા અચરો ઉપર લાઠી પેઠે ઠેકાણે મુક્યા કે, લોકોની ?

લી—તે વિશે હવે જરા પણ ફકર કરો નહિ: કેટલાક હું મુકી આવ્યો છું અને આ બીજા લઇ જાઉં છું.

તેના જવા પછી જોસીનસે જુદીથ આગળ અમીરના મેહેલમાં ચાલેલાં જમણની વખતે પોતા ઉપર અમીરના શીપાઇઓએ જે ગજબ પાડયો હતો તે તથા પેલા માયરે તેને એક ગારમાં પુરાવી મુકયું હતું અને જ્યાં તના પાસેથી પોપના એલચી તથા અમીર માટે નાણાંની મોટી મોટી રકમો માંગી હતી, જે આપવાને તેણે ધિક્કાર સાથ ના પાડી હતી, તે વિશે જણાવ્યું. 'તેણે મને પોપનો એક ખરીતો દેખાડયો, જેમાં આપણુ બંને ઉપર નાના હયુનું ખુન કરવાનો આરોપ મુકેલો હતો. તે માયરે મને જણાવ્યું કે તેણે માંગેલી રકમો ના પાડવાથી મેં આપણા નાશનો પાયો નાંખ્યો હતો, જે ન બનતે તો તે આપણને પરદેશ સહીસલામત અમીર કે કોઇ જાણે નહિ તેમ મોકલાવી દેતે એ પછી મને એક ભયંકાર અંધારા ગારમાં નાંખ્યો, જ્યાં દહાડો અને રાત મારા ઉપર તરેહવાર જફા ગુજારવામાં આવી; અને જેમાંથી મોટી મુશ્કેલીએ હું બચી ગયો.'

જુદીથ—તે કઇ રવેશે, બાવાજી ?

જો—ગઇ સાંજરે મને માયરે જણાવ્યું કે અમીરના હુકમથી મારે મંગ્ળ રાતે મરવાની તઇયારી કરવી. તે વખત આગમચ લેદી ઇસાબેલા અમી·

રજાદી મારફતે મારાં કેદખાણાંની ચાવી મેળવી ત્યાં દાખલ થઈ, અને એક કાળો જબ્બો મને પેહેરવા આપી મને અંદરના ચોકમાં લઇ ગઈ, જ્યાંથી હું અતરે નાહાશી આવ્યો.

જુ--આ નેક કામ માટે તેણી ધાર્યું સુખ જોજો!

જો—તેણીની મેહેરબાની તો આપણી ઉપર કાંઇ થોડી નથી; પણ હવે આપણે અહિં રહેવું સલામત નથી; માટે અતરે એક ભોંયરૂં મેં બનાવેલું છે, જેમાં દાખલ થવાનો રસ્તો મારા શિવાય કોઇને ખબર નથી. ત્યાં આવ.

તેઓ એક ભોંયરાંમાં ઉતરયાં. સામે એક દિવાળ નડી, જેમાં એક બારણું એવું મુકેલું હતું કે ગમે એવી બારીક નજરવાળાને પણ તે જણાવું મુશકેળ પડે. જોસીનસે તરત તે ઉઘાડયું એટલે એક ઓરડો નજરે પડયો. તેમાં જોઇતાં રાચરચીલાં ગોઠવેલાં હતાં, તથા એક સગડીમાં આતશ પજરતો હતો અને દીવાથી આખા ઓરડામાં ઉજાશ પડતો હતો. ભોંયરૂં તમામ તપાસ્યા પછી જુદીથ પોતાના ઓરડામાં ગઇ જ્યાં તેની દાસી બેલાસેત પણ હતી. તેણીએ જુદીથને કેતુરાનું શું થયું તે વિશે પુછ્યું, જયારે તેણીએ જવાબ દીધો કે

આજે મધ્ય રાત પેહેલાં તેણી અહિં આવી લાગશે.

એમ કરતાં મધ્ય રાતનો વખત થવા આવ્યો એટલે જુદીથ ઉંઘમાં પડી; પણ જાઝી વાર થઈ નહિ એટલામાં કોઇએ ઘરના દરવાજા ઠોકયા, જે ઉઘાડવામાં આવ્યા. તરત કેતુરા દાખલ થઈ. તેણી પોતાની સાથે બે પત્ર લાવી હતી.

જુદીથ—કેતુરા, હું તને પાછી આવેલી જોઇ અત્યંત ખુશી થઇ છું. તારો ઉપકાર હું કદી ભુલીશ નહિ.

કેતુરા—વહાલી સેઠાણી, પેલી ઇસાબેલા એવી તો એક ભલી બાઇ છે, કે અફ્સોસ છે કે તેણી આપણી કોમની નથી! તમે કિલ્લામાંથી ઇસાબેલા સાથ સ્વાર થઇ બહાર ગયાં ત્યાર પછીનો મારો ગભરાત કાંઈ થોડો ન હતો. અમીરને ખબર પડી કે, વેપારી જોસીનસ તેના બંદીખાણામાંથી નાહાશી ગયો—તેથી તેણે અમીરજાદીને એવી ધમકી દીધી કે જેથી તેણી બે કલાક થયા મરણ પામી.

જુદીથ--ગરીબ બાઇ! વારૂં તેણીના આગળ કોઇ હતું?

કેતુરા--ફ્કત ઇસાબેલા. અને અમીર તેણીના ઉપર પણ યાહુદીને નહશાડી મુકવા માટે ઘણોજ બખારયો. તેણે મને તપાસ માટે પ્રાયર આગ-

જ જવા કહ્યું પણ ઇસાબેલા મારા સાથે બહાર નીકળી અને પોતે ચાલતી આવી મને અહિં નહાશી આવવાને ડુંગર ઉપરનો રસ્તો દેખાડયો.

જુદાથ—પણ તું એ પત્ર લાવી છે તે કયાં છે?

કેતુરા—(હાથમાં પત્ર આપતાં) આ રહયાં.

જુદાથે એક પત્ર ઉઘેડયે જે ઇસાબેલાના હાથનો હતો. તેમાં લખેલું હતું કે

'તમારી એક માની રીતે દારીને તમારી તરફ ધ્યાન કરતાં મને ખુશાલી ઉત્પન થાય છે. તમે જુદા ધરમનાં છો; પણ આશા રાખું છું કે તમે તમારી ભૂલ જોશો અને ક્રાઇસ્તના હાથમાં તમે પોતાને સોંપશો. તમારૂં ઘર છોડયા પછી જે કાંઇ વાગો મેં મેળવી છે, તે વિસ્તારે મારાથી અતરે જણાવી શકાતી નથી, પણ આટલું તો હું ખરૂં માનું છું કે, માયરે પેલાં બાળકનો નાશ કરયો નથી છતાં હું તેને તદન નિરદોષ સમજતો નથી. હું એવું સમજુ છું કે તમારા બાવાના કુવામાં તે છોકરો અકસ્માતથી પડયો હતે,. અને તેના હાથ પગ ઉપર જખમ શી રીતે તથા શા કારણસર પડયા તે હું તમારી અટકલ ઉપર સોંપું છું. આ લખવાથી હું મારી જીંદગી તમારા હસ્તક સોંપું છું, કારણ મારા ભાઇના દુશમનોને જો ખબર પડે કે તમો લોકો સાથ હું કાગળ પત્રનો વેવહાર રાખું છું તો તેઓ અમારી વિરૂધ કાંઇ પણ કરવાને બાકી રાખે નહિ, વાસ્તે આ કાગળ વાંચતાં વાર તરત બાળી નાંખજો. જો તમે આવતા માસ-

ની અધવચ સુધી કોઈ ઠેકાણે ભરાઇ બેસો તો આ-
વતી ધારીમાંથી તમે બચી શકો. તે વખતે એક
પાદરી એક વગરાંની મંડળીમાં પ્રાયરની સામે થ-
વાનો છે. તમારો મિત્ર હું ધારૂં ચ કે મરણ પા-
મ્યો હશે. મેં તેને છોડવવાને તજવીજ કરી હતી,
પણ તેમાં તદન નિષ્ફળ થયો છું. આખી રાત જા-
ગવાને લીધે મને ઝુકન આવે છે, વાસ્તે બંદગી ક-
રવામાં હાલ રોકાવું છું અને આશા રાખું છું કે
જીઝસનાં રૂવળમાં તમે મારી સાથ આવતાં થશો.
આવતી કાલે જવાબ માટે મારો ખીદમતગાર ત-
મારી આગળ આવશે. આ કાગળ તમારા બાવાને
વંચાવજો. ઇસાબેલા.

ઇસાબેલાએ ધરમ સંબંધી જે ઇસારો કીધો
હતો તે તરફ કોઇએ કાંઇ ધ્યાન આપ્યું નહિ.

જોરીનસ—હું ધારૂંચ કે આપણા બાગમાં-
થી ઘરે જતાં નાનો હયુ કુવામાં પડ્યો હશે; કારણ
લાર્ડ હયુએ રીલ્વાને ત્યાં ભત્નો દીઠો હતો. તેણે
કુવામા કાંઇ ચીજ જોઇ હતી.

જુદીથ—અરે રીલ્વીઆ! તને બોલવાની
વાચા થાય તો આ ભેદનો તું કેવો જલદી નીવેડો
આણે!

રીલ્વીઆએ એકજ દુઃખદાયક ભસવાનો
આવાજ કાઢ્યો.

જોરીનસ—અરે ખોદા! આ પ્રાયર કેવો

લોહીનો તરસીઓ લાગેચ! કાલેબે મને કહયું હતું કે તેણે તેને આપણા બાગમાં સંતાયલો દીઠો હતો, અને તેબી જે વખતે સર હયુ આપણી આગળથી નીકળ્યો તે વખતે. તેણે તે બાળકને બહાર કાઢયુ હશે, અને તેના હાથ ઉપર જે નિશાણુ થયાં હતી, તે એટલાજ માટે કે લોકો આપણા ઉપર ચિરડાય અને તે રવેશે આપણા ઉપર તે પોતાનું વેર લે.

બીજો કાગળ જેસ્તાને હાથનો હતો, જેમાં લખેલું હતું કે:—

'તમે જે મને ત્રણ ફુલો આપ્યાં હતાં તે તમને યાદ હશે, તે મેં હંમેશ મારી છાટી સાથ દાબેલાં હતાં, ત્યાંથી તેમને ખસેડવાનું કારણ એટલું જ કે મને મરવાની તઇયારી કરવાનો હુકુમ મલી ચુકો છે; વાસ્તે તે તમારી ઉપર પાછાં મોકલી આપ્યાં છે, કે રખેને ખુણી જલ્લાદના હાથે તે અપવિત્ર થઇ જાય. હવે હું મારા દરેક શક, દરેક મગરૂરી ભરેલી ઉમેદ, દરેક ગભરાત, દરેક સંતાપ, અને દરેક નિરાશીને છેલ્લી સલામ કરૂં છું. તમને પણ સલામ કરૂં છું, મારી બેહેન! મારાં મરણ બાદ મને યાદ કરતાં રહેજો. મારી સુશાબત માટે વિલાપ કરતાં ના; પણ ફકટ મને યાદ કરજો. મારી આંખ માંહેલાં આંસુથી આ લખાણ ધોવાઇ ગયું છે—'

જુદીથે પેલાં ફુલો લીધાં અને પોતાની છાતી સાથ દાબ્યાં. તેણીનાં આંસુ જેસ્તાનાં અશ્રુથી કાગળપર જે જગામાં ડાઘ પડયા હતા, ત્યાંજ પડયાં. તેણી કાગળ વાંચવામાં એટલી રોકાએલી હતી કે, જોસીનસ તેણીની પછવાડે ઉભો રહી તેજ કાગળ વાંચતો હતો, તેથી તેણી બેખબર હતી. કાગળમાં તેણીએ આગળ વાંચ્યું કે,

'મારા છુટકારા માટે લીઓનીએ ઘણી મેહેનત કરી છે, જે માટે હું તેનો અંતઃકરણથી ઉપકાર માનું છું જોસીનસ છુટા છે કે નહિ તે વિશે હું ઇંતેઝાર છું, પણ મારાં વહાલાંની કાંઇ ખબર મને મળી શકે એવું નથી. બંદીખાણાના સુતારની હથોડીના અવાજ હું સાંભળું છું. તે ફાંસીનાં લાકડાં તઇયાર કરે છે. દેવળના ઘંટના અવાજ ઉપરથી મને જણાય છે કે મારા છેલ્લા કલાકમાંથી ચોથો ભાગ ઓછો થયો છે. મારે તમને એક અરજ કરવી છે કે મીરઝા કે જેણુને હું મા તરીકે સમજું છું, તેણુને ૨૫ માર્ક યાને સુમારે રૂ૨૦૦ આપજો.—'

જોસીનસ—બસેં નહિ, પણ આંઠસે આપો.

જુદીથ ચોંકી. જોસીનસે પત્ર આગળ વાંચ્યો,

'પ્રાયર મારા આગળ આવ્યો હતો. તેણે

મને જણાવ્યું કે જોસીનસે તેની શરત પ્રમાણે કરવા કબુલ્યું હોત તો સઘળું ઠીકજ થાત અને હું પણ છુટત.'

જોસીનસ—ખચીત મેં મોટી ભૂલ કીધી; હવે મને દુખ લાગે છે; મુવો હું!

જુદીથ—બાવાજી, તમે પોતાને એટલા સંતાપો ના. કોણ જાણેચ કે તે દગાખોર પાદરી રૂપ્યા લીધા પછી એવચન નહિ થાત.

જોસીનસ—ખરી વાત, મારી દીકરી.

કાલેબ—પણ એ કાગળનાં પરબીડાં ઉપર લાર્દ હયુની મોહોર છે તે કેમ?

કેતુરા—અરે હા જો, હું કહેતાં ભૂલી ગઇ છું કે જે ફ્રાયર જેસ્તાનો કાગળ લાવ્યો હતો, તેણે કહ્યું હતું કે હરમીતે (સાધુએ) તેને બરાબર બંધ બસ્ત કરયો હતો.

જો—પણ તે સાધુ લાર્દ હયુની મોહર કયાંથી લાવ્યો હશે!

જુદીથને લાગું હતું કે જ્યારે તેણી ઇસાબેલા સાથ હતી ત્યારે તે સાધુ બોલ્યો હતો કે પ્રાયર વિશે તે ઘણું જાણે છે કે જેનો ખુલાસો ઘટીત વખતે તે કરયામાં લાવશે. તેણીની ખાતરી થઈ કે ઇસાબેલાએ જે સાધુવિશે ઇસ્મારા કર્યો હતો તે એજ હતો.

## પ્રકરણ ૧૭ મું.



પોતાના ઉપર આવતા હુમલાની સાંમે થવા-ને જોસીનસે સઘળી ગોઠવણ કરી રાખી હતી. ઘ-ર માંહેલાં માણુસો હાથમાં કામતાં તથા છરી લઇ દરવાજાની નજદીક ખ્રીસ્તીઓની રાહ જોતાં તઇ-યાર ઉભાં હતાં. એટલામાં બારણાં ઉપર ઠોકા ચાલ્યા. મોહોલ્લામાં લસ્કરીઓ તેમજ બીજાં લો-કોનાં ટોળેટોળાં ઉભાઇ ગયાં. દીવાલ ઉપર ચઢી જે કોઇ માંહે કુદી પડતા તેમને કાલેબ પોતાના હાથ માંહેલી તરવાર વડે ગરદાપેચ કરી નાંખતો. કેટલાક લશ્કરીઓ જોસીનસની વખારોનાં છાપરાં ઉપર ચઢી કમ્પાઉન્દ માંહે કુદી પડયા, જેમની યા-હુદીઓ બરાબર ખબર લઇ પેલી જીહાનનો રસ્તો દેખાડતા. ઘણાક ખ્રીસ્તી મારયા ગયા પછી કેટ-લાક તીરન્દાઝો દીવાલ ઉપર ચઢયા અને પોતાના ખંદગી તીરો કાલેબ તથા બીજા યાહુદીઓ ઉપર મારવા લાગા. એક તીર કાલેબને લાગો, જેથી તે જમીન ઉપર પટકાઇને પડયો. તેને પડેલો જોઇ બીજા યાહુદીઓ ગભરાતમાં પડયા, પણ એટલામાં કાલેબ જોય શું કે તેની મદદે જેસ્તા આવી લાગે-લો. તેણે કાલેબને એક ઠેકાણે ઉંચકી સુવાડયો,

અને તેને સેહેજમાં જણાવ્યું . કે તે બંદીખાણેથી નાહાશી જઇ મીરઝાના મીનારામાં સંતાયલો હતો, જ્યાં અતરે બનતા બનાવોની ખબર મળતાંજ તે અહિં દોડતો કે આવ્યો.

બહાર એ રવેશનો મામલો ચાલતો હતો, જયારે કેતુરા દોડતી કે જુદીથ આગળ તે નાખુશ ખબર લઇ ગઇ. તેણીએ કાલેબની મુસીબત બાબે પણ જણાવ્યું, જે સાંભળતાંજ જુદીથ ભોંયરાં માંહેલી તદન સલામત જગામાંથી બહાર નીકળી પણ પેલાં છુપાં બારણાં ઉપર સરવે જગાએ હાથ ફેરવ્યા છતાં કેડેથી તેણીને તેની છુપી ચાંપ માલુમ પડી નહિ. ભોંયરાંનાં માર્ગમાં જોસીનસ સાથ તેણીનો મિલાપ થયો, જેથી તેણે તેણીને તે ચાંપ દેખાડી. તે જાણે નહિ તેમ જુદીથ તરત બહાર નીકળી અને જે ખ્રાસ્તી પાદરીઓની કેવળ સત્તા હેઠળ મોહોલ્લામાં લોકો ભેગાં થયાં હતાં, તેમની નજદીક જઇ તેમને શરણ થઈ. તેમ કરવામાં જેસ્તા તથા બીજા યાહુદીઓએ તેણીનો અટકાવ કીધો, પણ તેણીએ ડહાપણ વાપરી વધારે ખુનરેજીનો અટકાવ કરવાનું પસંદ કીધું. તેણીને જોતાંજ દીવાલ ઉપર ચઢેલા લોકોએ એક ગુલબાંગ ઉડાવી, પણ તરત પાદરીઓએ ઇસારત કરી તેમને

દાંત પડયા.

એ વાતની જોરીનસને ખબર પડતાંજ તે તરત બહાર નીકળ્યો અને તેણી તથા પાદરીઓની આડે થયો, પણ જુદીથે તેને સમજાવ્યો કે સામે થવાના કરતાં તાબે થવામાં વધારે ફાયદો હતો; તો પણ દીવાલ ઉપરનાં લોકો જે કોઇ અંદર કુદી આવતાં તેમનો જેસ્તા તથા જોસીનસ હાથમાં તરવાર પકડી અટકાવ કરતા હતા. તેઓ બાગના એક થાંભાને અઢેળીને ઓસ્તવારાથી ઉભા હતા. તેઓ એ રવેશે ઉભા હતા, એટલામાં જેસ્તાને તે થાંભાનો એક ભાગ અંદર દબાતો લાગો જે વિશે જોસીનસને જણાવતાં તેને યાદ આવ્યું કે તે માંહે એક છુપો માર્ગ હતો કે જેનો છેડો યાહુદી લતાને નાકેનાં એક ઘરનાં કમ્પાઉન્દમાં હતો. તેણે જુદીથને પોતાની બોલીમાં સમજાવ્યું કે થાંભાની અંદર ભરાય પણ તેણીએ પોતાનો પકો વિચાર જણાવ્યો કે જ્યાં સુધી જોરીનસ તથા ઘરના બીજાઓ અંદર સલામત જણાશે નહિ, ત્યાં સુધી તેણી અંદર પગ મુકશે નહિ. તે ગીના સખુન ઉપર ભરૂસો રાખી જોરીનસ અંદર ભરાયો, જ્યારે જુદીથે પોતાનાં માણસોને ઇસારત કરી તે એકદમ બંધ કરાવી મુક્યો.

જુદીથની ફરમાસથી પાદરીઓએ તેણીને પોતાના તટુ ઉપર બેસવા દીધી, પણ તેણીના તટુએ ચાલવા માંડયું, ત્યારે જેસ્તા હાથમાં સમશીર લઇ પાદરીઓની સામે થયો. તેના ઉપર બંદીખાણાના દારોગાની નજર પડતાંજ તે બોલ્યો, 'ઓહો તું પાછો નજર પડયો; હવે મારા હાથમાંથી તું છટકાવો મુશ્કેળ છે.' એટલું કહી તે તેને પકડવા ગયો, પણ જેસ્તાને આ વખતે ગોયા રાક્ષસી જોર આવ્યું જેથી ગાસંતન દારોગાને બીજા લોકોની મદદ લેવી પડી. સઘળાઓએ એક જોર કરી તેને મુસ્કાતાટ કરયો.

એક સાધુએ જુદીથની નજદીક જઇ તેના કાનમાં કહયું કે હિંમ્મત પકડ અને નીરાશ ના બન. તેનો શબ્દ સાંભળતાંજ તેણીએ પોતાના તટુને આગળ ચલાવ્યો, જયારે પેલો સાધુ તેણીના તટુની રેકાબ પકડી અગાડી ચાલ્યો તથા બીજા પાદરીઓ તેણી તથા કેતુરાની આસપાસ ચાલવા લાગા; જેથી લોકોની ખાતરી થઇ કે જોસીનસ વપારીની ખુણી બેટી દેવલના હવાલામાં કેદ પકડાઇ છે. તેમને દેવલનો સખત હુકુમ હતો કે કોઈએ પણ તેણીને ઇજા કરવી નહિ.

હવે પેલી ગમ જોસીનસ તથા જેસ્તાના એ-

કાએક ગેબ થઇ જવા પછી સઘળાં લોકોમાં મીરઝા ડાકેણુની જાદુઈની વાત ચાલી; કારણ તેણી આ આફતના વખતે દેવાલ ઉપર એકાએક નજર પડી અને એક હાથ આકાશ તરફ તથા બીજો હાથ જો- સીનસનાં ઘર તરફ કરી બાંગે બુલંદ અવાજે આ- કાશી દેવતાઓને મદદે બોલાવતી ઉભી હતી. લોકે તેણીના ચમત્કારથી ગભરાયાં અને તેઓએ જુદી- થને છોડી મુકવાનો ઠરાવ કીધો, પણ પાદરીઓએ તેમને વારયાં, જેથી જુદીથ તથા તેણીની દાસી કેતુરાને કિલ્લાનાં કેદખાણાની એક કોતડીમાં સાથે પુરી મુકયાં.

તેણીને કેદખાણામાં નાખતી વેળા કોઈ જોય નહિ તેમ એક સાધુએ તેના તરફ એક ચીઠી લખે- લી ફેંકી, જે તેણીએ ઝડપથી ઉપાડી લીધી.



## પ્રકરણ ૧૮ મું.

જુદીથ તથા તેની સાહેલીનાં પકડાવાની ખ- બર એબતને મળી એટલે તેણીની તપાસ ચલાવ- વાને તેણે ઉતાવલ કીધી અમીર પણ તે માટે ત્યાં હાજર હતો. તેણીને બીજે દહાડે ફાંસી ચઢાવવાનું નકી થયું. એ રવેશનો મામલો જોઇ તેણીએ પો- તાનાં મોં ઉપરનો બુરખો ઉઠાવ્યો અને પછી એબ-

ત ગમ જોઈ બોલી, 'ઍબત અને પાદરી સાહેબો, શું તમારો એવોજ ઠરાવ થયો છે કે આજ રાતરે મારે મોતની તઈયારી કરવી? અને શું એ મારા માટે પોતાની મેળે નેમાયલા ન્યાયાધીસો (જદજ)-નો નક્કી ચુકાદો છે?'

એબત—એજ મારો ચુકાદો છે. આ મંડળીની નજરમાં સર હયુનું ખુણ કરવાનો આરોપ તારા ઉપર પુરવાર થયો છે. મારા સ્વપ્નામાં ગઇ રાતે તેનું રૂહ મને દેખાયું હતું, જેણે તારા ઉપર વેર લેવાને મને ઇસારત કરી હતી. તો પણ એક સરતે તને હું ચોવીશ કલાકનું જીવતદાન બક્ષી શકું છું.

જુદીથ—મરવાના અંત ઉપર આવેલા શખસને ચોવીશ કલાકની મુદત નાની નહિ કહેવાય, વારતે બોલ તે શી છે?

એબત—તે એજ કે તારા ઉપર મુકાયલા આરોપ તું કબુલ કર.

જુદીથ—નહિ, પાદરી! જેઓ મારૂં સાંભળે છે, તેમને હું મારૂં નીરદોષપણું જણાવું છું. તેં મને બેકાયદે ગુનાહગાર ઠરાવી છે. તારા વતરાગે બીજા કોણે નાના હયુનાં રૂહને સ્વપ્નામાં દીઠો છે? અને શું અંગ્રેજી કાયદામાં એમ જણાવેલું છે કે

ખાબમાં દેખાયલા ભૂત, પક્ષીઓની શાખસી ઉપર લોકોને મારી શકાય? તું કહે છે કે, પ્રથમ તો નાના હ્યુને મારી હજુરમાં આવવાને મેં લલચાવ્યો, પણ તેમ તો તું પણ જેમની મંડળી તને ગમતી હોય તેમને તારી નજદીક રહેવાને લલચાવી શકે. તું કહે છે કે તુંએ પોતે તે છોકરાનું શરીર મારા કુવામાંથી બહાર કાઢ્યું, હોયગી, પણ તેમ કરતાં તને કોણે દીઠો છે? અને મારા પિત્રાઇએ તે નેક બાળકને કુવામાં નાંખ્યો તે બાબે તારા પાસે સાબુતીઓ ક્યાં છે? નાના હ્યુને ખીલા ઠોકી મારી નાખતાં મેં દીઠો છે, એવું બોલતાં તુંએ મો સાંભળી છે તે કોઈ બીજું કહે છે કે, તું એકલોજ? આ વાત દાજબી કેમ કહેવાય કે એ સર્વ ગુનાહનું જે શખસે મારા ઉપર આરોપ મુક્યું છે, તેજ મારો ઇનસાફ કરવા બેસે; મારો ઇનસાફ તો બીજાઓથી થવો જોઇએ, નહિ તો કે પરદો ખુલ્લો ઉંચકાવો જોઇએ કે તું મારો અને મારા બાપનાં કુટુંબનો નાશ કરવાને તાકી રહ્યો છે, કારણ જે મોટી જાગીરનો હું વારસ છું તે તું તારા કબજામાં લેવા માંગેછ.

અબાન —(મનમાં) પોતાના બાપના જેવોજ હિમ્મતવાન! (મોટેથી) છોકરા, તે સઘળાં વિશે તારો પતીજ કરવામાં આવશે.

તેણીને કેદખાણે લઇ જવાને સીપાઇઓને તેણે ઇશારત કરી. ત્યાં જવા પછી તેણીએ પેલી ચીઠી ઉખેડી અને નીચે મુજબ તેમાં લખેલું તેણીએ વાંચ્યું.

'તને રસ્તામાં જે મેં કહ્યું છે, તેજ હું પાછું જણાવું છું કે ગમગીન થતી ના, પણ હિમ્મત રાખજે. અંત થઇ એ પરવરદેગાર તને બચાવશે. બનતાં સુધી આ ચીઠી ફાડી નાખજે ?'

જુડીથની ખાતર થઇ કે તે સાધુ ખોટી આશા તણીને આપે એવો ન હતો; પણ તેને એમ કરવામાં શો મતલબ હશે, તેના વિચારમાં તેણી બેઠી. એટલામાં તેણીની ઓરડીનાં બારણાંની કળમાં એક કુંચી ફેરવાઇ. જેવો એગત માંહે દાખલ થયો, તેવીજ તેણી ઉભી થઇ.

એગત—જે છુપા માર્ગે તારો બાપ અને જેરતા નાહાશી ગયા છે, તેની તપાસ થઇ છે. તે રસતાનો છેડો યાહુદી લતાને નાકે એક ભાગેલાં ઘરમાં આવેલો છે. ત્યાંથી તારો બાપ તથા જેરતા કેડે નાહાશી ગયા છે. અને તેમનો પતો હજી મળ્યો નથી.

એ ખુશ ખબર સાંભળતાં યાહુદનને ઘણીજ ખુશાલી ઉત્પન્ન થઇ.

એબત—એક બીજી તારી સાહેલી જેણીનું નામ બેલાસેત છે. તે પોતે તારી સાથ કેદખાણે પડવાને અમને તાબે થઇ છે. તેણી કહે છે કે તારાં બીજાં માણસો માફક તારી સજામાં ભાગ લેવાને તેણી ખુશી છે.

જુદીથ—અફસોસ, મારી બેલાસેત! પાદરી, એ જીવડાઓના ઉપર તારૂં વેર લેવામાં તને કાંઇ હાંસલ નથી; વાસ્તે એમને તું છોડી મુક. તેઓ માંહેલો એક જેના ઉપર અમારા એક માતબર યાહુદીનું દિલ લાગું છે. તેણીના છુટકારાથી તને ઘણો ફાયદો થશે. વાસ્તે મારી ઉપર તારી કેહેર ઉતરવી જોઇએ, બીચારા નીરદોષ ગરીબોને નાહક શામાટે હેરાણ કરેચ?

એબત—તે બાબે હું વિચાર કરીશ, કદાચ તેજ શખસે પેલાં નાહાશી ગયલાંઓને પોતાનાં ઘરમાં સાંત્યાં હશે.

જુદીથની ખાતરી હતી કે લીઓની લીનકન શેહેરમાંથી નાહાશી ગયો હતો.

એબત—તારા ઘરમાં જો તેઓ ભરાઇ બેઠા હશે તો તેઓ બળી મુવા હશે; કારણ તેનું એકેએક પાટયું મારા પાદરીઓએ મારા હુકમથી બાળી નાંખ્યું છે. વળી મને એવી ખબર મળી છે કે, ઘર

બાગની વખત ને માંડેથી માણસોની ફીટકારી સં-
ભળાઈ હતી કેમ આ વાત તું માનેછ કે?

જુદીએ કાંઈ જવાબ દીધો નહિ, પણ સોફાં-
ડના પલંગની કોર ઉપર બેઠી, કારણ તેણીનું દિલ
કાંપવા લાગ્યું જેથી ઉભું રહેવાની તણીમાં તાકાદ
હતી નહિ. એમાનનાં દિલ ઉપર તેથી કાંઈ અસર
થઈ નહિ; તેણીને શાંત રહેવાને વખત આપીને તેણે
ચેતાવ્યું કે તેણીને ફાંસી ચઢાવવામાં તે બીજા દીવ-
સના ૧૨ વાગા સુધી ઢીલ કરશે. એટલું કહી તે
ત્યાંથી રૂખસદ થયો.



## પ્રકરણ ૧૯ મું.

બારણું બંધ થયે પછી જુદીથ ઘાસના પેંડા
ઉપર પડી. ભાતભાતના અંદેસા તેણીનાં મન ઉપર
ગલબો કરવા લાગ્યા. સખ્ત અને અંધારી જગામાં
તેણીની હિમ્મત અને ઉમેદ રહી નહિ, એમાં નવા-
ઈ જેવું કાંઈ નથી. તેણી એ રવેશના અંદેશામાં
ગીરફતાર હતી. એટલામાં ઓરડીનું બારણું પાછું
ઉઘડયું અને દારોગો દાખલ થયો. જુદીએ તો એ-
ક બતી લાવવાને અરજ કીધી, જે તેને સભ્યતાથી
લાવી આપી, જ્યારે તેણીએ તેને એક રૂપાનો સીક્કો

આપ્યો. તે લેતાં તે ખુશી થઇ બોલ્યો, 'રોઇસ્તન જે ગારસ્તન સાથ આ બંદીખાણુંની રખેવાળી કરે છે, તેણે તમને જોઇતી સગવડ કરી આપવાને મને પૈસા આપ્યા છે. તે તમારો મિત્ર થયો છે. એ વાત કોઇ આગળ કહેવાને તેણે મને મના કરી છે તથા તે માટે મને સોગંદ પણ આપ્યા છે. હાલમાં અમીર અને એબતે ખાબ કરયો છે તથા સીપાઇઓ મોરવા પડયા છે, તેથી ગરમી માટે પેલો સઘડીમાં બે ચાર લાકડાંના કકડા સળગાવવામાં હરકત જેવું નથી. ખાવાનું તથા શરાબનો શીશો પણ હું જઇને લાવું છું. જુદાથે ખાવા પીવાનું લેવાને ના પાડી. તેણીએ ઘણાક સવાલો દારોગાને કર્યા, જેના જવાબ તેણે ખુલ્લાં દિલ સાથ આપ્યા. તે બોલ્યો, 'એબતે પેહલ વહલાં રોઇસ્તનને હુકુમ આપ્યો હતો કે તમને કીલ્લાનાં કમ્પાઉન્દમાં ફાંસી દે; પણ મીરઝા ડાકેણથી અમીર બીધો, જેથી તેણે સાફ ના પાડી. પછી એબતે તમને રીબાવીને તમારા પાસ વાંક કબુલ કરાવવાને કહયું, પણ અમીરનો પૌત્ર (દીકરાનો દીકરો) ઘણો બીમાર પડી ગયો, જેથી તેમ પણ તેણે કરવા દેવાને ના પાડી. તે બોલ્યો કે તમારા પૈસામાંથી તેને કાંઇ પણ મળ્યું ન હતું અને શા માટે ઇશ્વરી કોપ તે પોતા ઉપર ખેંચી લે. એ

ઉપરથી તે બંધે વચ્ચે બોલાચાલી તથા કુસંપ ઉ-ત્પન થયાં છે.'

એટલું કહેતાં દારોગો ત્યાંથી રજા લઈ બહા-ર નીકળ્યો અને જુદીથ તરેહવાર વિચારનાં વમળ-માં પડી. તેણીના સાથ રોઇસ્તન આવી સલુકાઇ ભરેલી ચાલ શી મતલબથી ચલાવતો હશે તે બાબે તેણીને કાંઇ સમંજ પડી નહિ. તેણી એ રવેશે વિ-ચાર કરતી પડેલી હતી, એટલામાં ત્રીજીવાર ઓર-ડીનું બારણું ઉંઘડયું અને રોઇસ્તન એક માણસ સાથ ધીમે પગળે માંહે દાખલ થયો. તેણે તેણીને ઉઠવા કહયું અને જણાવ્યું કે તે તેણીને તાંહાંથી નહશાડી મુકવા આબ્યો હતો. જુદીથને તેની વર્ત્ત-ણુક ઉપર શક ગયો, જેથી તેણીએ તેના સાથ બ-હાર નીકળવાને ના પાડી. રોઇસ્તને ફરીથી તેણીને ઓંહોસ કરી કહયું કે, તેણીની બંને દાસીઓ પણ તેણીના સાથ નાહસી જવાને બહાર તઇયાર છે, અને કે જો તેણી તેમના સાથ બહાર નીકળવાને ના પાડશે તથા જરા પણ બુમ પાડશે, તો તેઓ તેણીનાં મોમાં ડાચો ઘાળશે. જ્યારે તેણીએ એ રવે-શની ધમકીના શબ્દો સાંભળ્યા ત્યારે લાચારીએ તેણી તેઓએ આપેલો કાળો સાહયો પેહેરી તેમના વચ્ચે બંહાર નીકળી ચાલી.

જુડીથનો પોતાનો ઘોડો તઇયાર ઉભો હતો, જે ઉપર તેણીને સ્વાર કરવામાં આવી, જ્યારે બીજા બે માંહેલા એક ઉપર રોઇસ્તન તથા તેની પછવાડે બેલાસેત બેઠાં અને બીજા ઉપર ગાઉઅર નામનો સાથી અને કેતુરા બેઠાં. તેઓ ઘણેક દુર નીકળી ચાલ્યાં એટલે એક દલદલ આવ્યું, જેમાં પાણી ભરેલાં હતાં. જુડીથે તેમાંથી ઘોડો ચલાવવાને આણાકાણી કરી પણ પેલા સાથીઓએ તેને બોહોંસ કરી એટલે ગાઉઅરની પુઠે તેણીએ પોતાનો ઘોડો ચલાવ્યો. અરધી ખાડી પસાર કીધા પછી પેલો આગળ ચાલતો સ્વાર કેતુરા અને ઘોડા સાથ એક ખાડામાંના કીચલમાં ડુબી ગયો. કેતુરાની કીકીયારીથી જુડીથ તેણીની મદદે જવા નીકળી પણ રોઇસ્તને તેણીને વારી. દુરથી કેટલાંક માણસો આવતા જણાયા, જેઓએ તેમને ત્યાંથી પાછા ફરીને એક બીજો રસ્તો લેવા કહયું એટલે તેઓ સહીસલામત ખાડી ઓલંગી ગયાં. નાકા ઉપરજ એક ઘર હતું, ત્યાં તેઓ ઉતરયાં. બેલાસેતને બેશુદ્ધ હાલતમાં એક બિછાણા ઉપર લઇ જઇ મુકવામાં આવી, જ્યાં તઇયાર રાખેલી ચાર ઓરતોએ તેણીને હુશિયાર કીધી.

બે કલાક વહી ગયા પછી શાહજાદો એદવર્દ

ત્યાં આવી લાગો અને જુદીથની ખબર પુછી. તેને ગાઉઅર તથા કેતુરાના દુખી મરવાની ખબર પડી, જે સાંભળતાંજ તે રોઇસ્તનની નાદાની માટે તેના ઉપર બહુ ક્કા થઈ ગયો. એક માણસે શાહાઝાદા- ને જણાવ્યું કે તેણીની નજદીક તેણીની જાતવાલો એક હકીમ રાખેલો છે, જે તેણીની જીંદગી વિશે ધાસ્તી આપે છે. દરરોજ તે શાહઝદો જુદીથની ખબર પુછવા આવ્યા કીધો; અને ચોડે દહાડે હ- કીમે તેણીના વિશે ખાતરી ભરેલી આશા આપી. એલાસેત દાસી પોતાની સેહાણીની ભારી મેહેનત સાથ માવઝત કરતી હતી; પણ તેણી તેઓ બંધે કેવી હાલને અને કેવી મતલબસર ત્યાં સપડાઇ ગ- યાં હતાં, તે વિશે સમજી ગઈ, જેથી તે અંતઃકર- ણમાં એવું ઇચ્છતી હતી કે તેણીની સેહાણી વધા- રે ગજબ દેખવાને જીવતી રહે,. તે કરતા મરણ પામે તો વધારે સારૂં.



## પ્રકરણ ૨૦ મું.

યાહુદી વેપારીની હવેલીનો નાશ, તેનું ના- હાશી જવું અને તેની બેટીનું પકડાવું, તથા તેણી- ને કિલ્લામાંથી ખસાડવું, એ સઘળાંની તમામ ખ-

બર લેદી ઇસાબેલાને પડી હતી. તરત તેણી પેલા મયાળુ સાધુ સાથ ગોફતેગોમાં પડી જે એક કલાક સુધી ચાલી જ્યાર બાદ ઇસાબેલા પોતાના ભાઇના ઓરડામાં ગઇ જ્યાં એક ઉંચા માચરા ઉપર મુકેલી ખુરશી ઉપર બીશપ બેઠેલો હતો. તેની સામે એક તેબલ મુકેલી હતી જેના એક છેડા આગળ લાર્દ હયુ અને બીજે છેડે શાહાઝાદો એદવર્દ બેઠેલા હતા.

બીશપ—બેહેન, તું એવા ટાંકણે આવી છે કે જ્યારે આપણા લાર્દ એબત વિશે કાંઇ નવાઇ જેવી વાત આ શખસને મોહોંડેથી સાંભળશે. બોલો ભાઇ જેસ્તા.

ઇસાબેલા—(મનમાં) એવું તે કાંઇ નહિ હશે કે જે મને અનજાણ્યું હોય.

જેસ્તા—હું અંહિ યાહુદી પોષાકમાં તમને જણાતુ છું તો પણ યાહુદી નથી. અગર ખોદા મને બીજાં સો વરસ જીવાડે તોએ હું એ યાહુદી પોષાક ત્યાગ કરૂં નહિં, એટલો હું તે લોકોને ચાહું છું. જે સીનસે મને પોતાના દીકરાની માફક પ્યારથી અને લાડથી ઉછેડયો છે.

આ સખુન સાંભળતાં હયુએ હાથ વડે પોતાનું મોહોડું ઢાંકયું; અને દિલસે એક હાય મારી.

બીશપ—તને પેલા નેકજાત કનફેસર પાદરીનાં મરણ બાબે શું કહેવુ છે તેજ જણાવ.

શાહજાદાએ જેસ્તાના ચેહેરા તરફ કાંઇ ભેદ ભરેલી નજર કીધી.

જેસ્તા—લેદી હેલન (લાર્દ હયુની સ્ત્રી) નાં મરણ પછી હું એક વેળા મીરઝાના બુરૂજમાં મારા દિલની કાંઇ મુરાદ પામવાના હેતુથી ગયો હતો, જ્યાં પ્રાયર પણ હતો. તેને મારી મતલબની ખબર પડી. તેણે મારૂં કામ સરનજામ ઉતારવાનો રસ્તો આવી શરતે દેખાડવાને કબુલ કીધું કે મારે કોઇ આગળ તેની વાત કરવી નહિ. મેં તેના કહયા પ્રમાણે કરવાને સોગંદ લીધા જે આજે તેની ચાલને લીધે તોડવાને હું વાજબી સમજું છું. તેણે મને કહયું કે લેદી હેલનનો કનફેસર પાદરી લાર્દ હયુના શોધ માટે પેલેસ્તાઇન તરફ જાય છે, તેથી તે નાના હયુને તેનાં મઠમાં લઇ આવ્યો છે કે તે બાળકને તથા તેના પૈસાની તે સંભાળ રાખે.

બીશપ—સાંભળ્યું કે બેહેન, પૈસા તે પછવાડે મુકી જવાનો હતો.

લાર્દ હયુએ જેસ્તા તરફ જોયું.

જેસ્તા—પ્રાયરે મને એવું જણાવ્યું કે મારે તે કનફેસરની પંછવાડે જવું અને તેને ઠાર કરવો,

જે કરવાને એકદમ ના પાડવાની હું હિંમત કરી શક્યો નહિ, જેથી તેને કાંહાં તથા ક્યારે મારવો તે સઘળું તેણે મને કહ્યું.

લાર્ડ હયુ ઉઠ્યો. તેનું દિલ કાંપવા લાગ્યું, અને ઉભો ઉભો સાંભળવા લાગો.

જેસ્તા—અમો બધે વચ્ચેના વેહેવારની હાંસીલ મતલબ મીરઝા સમજી ગઈ, તેથી તેણીએ મને વારયો અને તે દગાખોર ફ્રાયરથી સંભાળ રાખવાને મને ચેતાવ્યું. તેણીનીજ ચેતવણીથી કનફેસરનાં લોહીમાં મારા હાથ ખરડવાથી હું દુર રહયો. મેં કનફેસરનો દુમબાલો પકડયો. તે નદીને નાકે એક ઝુંપડી તરફ ચાલ્યો. તેમાં બે શખસ રહેતા હતા, એક સસલાંનો વેચનાર અને બીજો વીસ્રેમ નદી ઉપરનો એક હોડીવાલો. કનફેસર ઝુપડીમાં દાખલ થયો, અને મને પણ ત્યાં આશરો મળ્યો. થોડીક વારે એક ત્રીજો શખસ અમારી પુઠે ત્યાં આવ્યો. તે એક ફ્રાયર હતો. તેની વર્તણુક બાબે મને શક જવાથી મેં તેની દરેક હીલચાલ ઉપર નજર રાખી. જે ઓરડામાં અમને ઉતારો મળ્યો, ત્યાં ત્રણ ગોદરાં હતાં, જે માંહેલાં એક ઉપર કનફેસરે વાંસો કીધો અને બીજા ઉપર હું જાગતો પડી રહયો, પડોસમાંના ઓરડામાં પેલો ફ્રાયર પાદરી એક ગામડયા

સાથ કાંઈ હરૂસે વાત કરતો મને સંભળાયો હું તો સમજી ગયો કે તેને પ્રાયરે કન્ફેસર તથા ગને મારી નાખવા મોકલ્યા હતા, અને કે તે બુરાં કામમાં તે પેલા ગામડયાની મદદ માંગતો હતો. એ શક ઉપરથી મેં તરત કન્ફેસરને જગાડયો અને તેને પેલો ફરાયર અમારી પુઠે પ્રાયરના હુકમથી શી મતલબથી આવેલો જણાતો હતો, તેની વાકેફ કીધો. તે ભલો પાદરી મારી વાત સાભળી તે માનવી કે નહિ તે વિશેના વિચારમાં પડયો. મેં તેને બારીવાટે નાહાશી જવાને કહયું, પણ તેણે તે પળ ફોકટ ગુમાવી, બીજી પળે તો મોડું થયું; કારણ પેલો કરપીન ફરાયર અમારી ઓરડીમાં આવ્યો. તે બોલ્યો, 'તમને બીછાણા ઉપર પડયાને કલાક થઇ ગયો, અને હું તો સમજયો કે તમે ઉંધી ગયા હશો. તમે હજી ઉંઘી કેમ નથી ગયા?' મેં જવાબ દીધો, 'પાદરી, આ ભલા કન્ફેસરને તમારા ધરમને લગતી ઘણી વાર્તા ખબર છે, જે એઓ મારી આગળ કરે છે.' 'શું યાહુદીઓને ખ્રીસ્તી ધરમને લગતી વાત સાંભળવા ગમે? અને તેમી કયારે કે જ્યારે તમે મુસાફરીથી તદન થાકી ગયા છો ત્યારે?' એ શબ્દો સાંભળતાં કન્ફેસર ધ્રુજવા લાગો અને ખરેખર તે કારણ વગર નહિ; કારણ પેલા ચંડાલે તે બીચા-

સાની ગરદન ઉપર એક જખમ લગાવ્યો. જો કે સ-
ઘળી રવેશે હું તઇયાર હતો, તો પણ તેને જખમ
મારતા અટકાવી શકયો નહિ.'

લાર્ડ હયુ અને શું બીચારો પાદરી એ ર-
વેશે મરણ પામ્યો.?

જો—હું પેલા ફ્રરાયરને બાઝી પડયો
અને ઘણી મેહેનત મેં તેને જમીન ઉપર પટકી
નાંખી, તેના ખંજર વડે તેનું જીગર ચીરી નાં-
ખ્યું. ગામડયા અમારી ધરપકડના અવાજ સાંભ-
ળી માંહે દાખલ થયા. તેમના પગ આગળ એ લો-
હીલુવાન મુડદાં પડેલાં તેમને જણાયાં. મને કાંઇ
ઇજા થઇ ન હતી. અમોએ કનફેસરને ઉપાડયો:
અને તેના જખમ ઉપર પાટા બાંધી તેમાંથી લોહી
વેહેતું અટકાવ્યું. તે મરણ પામ્યો ન હતો; પણ
તેના સાજા થવાની લગાર પણ આશા અમને ર-
હી નહિ. ફ્રરાયર મરણ પામ્યો હતો. તેને અમોએ
રાતોરાત ઝુપડાંની પછવાડે દાટી દીધો. કનફેસરમાં
બોલવાની શકતી હતી, તેથી ગામડયાઓ મારા
વિશે જે કાંઇ શક લઇ જાય તેમાંથી તેણે મને મો-
કલો કરયા. તેણે જણાવ્યું કે ફ્રરાયરની મતલબથી
મેં તેને વાકેફ કીધો હતો અને કે બાઇઓથી નાહા-
શી જવાને મેં તેને ચેતાવ્યું હતું.

લાર્ડ હયુ—તે ગામડયાઓ કયાં છે? તેમની તપાસ થવી જોઇએ. કમનસીબ પાદરી મારી મોહોરદાર તથા બેટા તરફની તારી લાગણીનો તને કેવો કંગાલ અવેજ મળ્યો!

શાહાઝાદો—હયુ સાહેબ, તે ગામડયા માંહેલા એકને તમે કહેશો ત્યારે તમારો સનમુખ હાજર કરવાને હું તઇયાર છું.

બીશપ—તમે, શાહાઝાદા!

હયુ—તમો નામદાર ત્યારે આ વિશે બીજું કાંઇ વધારે જાણતા દેખાતો છો. તેમ જો હોય તો મેહેરબાની કરી તમે તેથી મને વાકેફગાર કરો.

શાહાઝાદો—તે પેહેલાં મારે આ જેસ્તા શું કહે છે તે સાંભળવું છે.

બીશપ—આગળ બોલ, જેસ્તા.

જેસ્તા—તે દહાડે બાકીની તમામ રાત કનફેસર પાદરી ઇજાનોમાં જે આગાક મુકી આવ્યો હતો, તે વાસ્તે બોલ્યા કરયો. પોતાના જખમની વેદના થોડી નહિ હતી, તો પણ તે માટે લગાર ન બોલતાં ફકટ નાના સર હયુ માટે તે બળાપો કરતો રહયો. 'અરે, તે પ્રાયરના ઘરમાં તે છોકરાનું શું થશે! અરે, તેના ખાતર ખોદા મને સલામત રખો!' એ તેના દુખદાયક શબ્દો હતાં, જેથી મારૂં તેમજ ત્યાં

ઉમેદા ગામડીઆઓનું દીલ દુખ્યું.

લાર્ડ હયુની આંખમાંથી આંસુ ટપક્યાં જેથી તેણે પોતાનાં મોં ઉપર હાથ ઢાંક્યા.

જેસ્તા—પોહો ફાટતાં, હું મારા કાકાનાં ઘરમાં ગયો, અને એક ગામડયો કનફેસરની સારવાર માટે એક નીમહકીમને લઇ આવ્યો. બે દહાડા હું તે વેપારીનાં કામમાં રોકાયો અને ત્રીજે દહાડે પેલી ઝુપડી તરફ ગયો. રસ્તે જતાં પેલા ગામડયા માંહેલો એક જણ મને મળ્યો. મેં તેને કનફેસર માટે પુછ્યું. તે બોલ્યો, 'કનફેસર મરણ પામ્યો. ગઈ કાલે હું સસલાં લઇ રલીફોર્દની બજારે ગયો હતો; અને છેક મધ્ય રાતે ત્યાંથી પાછો ફરયો, ત્યારે હકીમે મને જણાવ્યું કે કનફેસર મરણ પામ્યો. ગામડયાનાં મોંહોડેથી એ રવેશના સખુન સાંભળી, હું અચંબામાં પડયો. મને તે બાબે શક ઉત્પન થયો, અને એવું લાગ્યું કે પ્રાયર તેને ત્યાંથી ઉંચકાવી લઇ ગયો હશે.

હયુ—શું, ઝુપડાંમાં તેનું મુડદું નહિ હતું?

જેસ્તા—નહિ, સાહેબ; બે સાધુઓ તેને એક ડોળીમાં નાંખી લઈ ગયા.

બીશપ—તું એમ બોલ્યો છે કે ઝુપડીને લગતા બે માણસો હતા, ત્યારે મુડદું લઇ જતી વખત બીજો ક્યાં હતો. તેથી બહાર ગયો હતો કે?

જેસ્તા—તે નદી કાંઠે પોતાની હોડીમાં હતો.

હયુ—વારૂં, પેલો હકીમ કયાં છે?

જેસ્તા—મને કાંઇ એવી ખબર પડી છે કે, પ્રાયરે તેને પોતાની હજુર પકડાવી મંગાવ્યો હતો અને જોસીનસ વેપારીએ પોતાનાં સગાંવહાલાં ત-થા આસ્નાવો ઉપર જે કાગળો હીબરૂ ભાષામાં લ-ખ્યા હતા, તેની મતલબ તેને સમજાવવામા તેને રાખ્યો હતો. હાલ તે હકીમ અમારના મેહેલમાં તના ગોત્ર સર જરવેસની સારવાર કરે છે.

હયુ—તેને એકદમ અતરે લઇ આવો.

બીશપ અને શાહજાદાએ તેને અટકાવ્યો અને કહયું કે, એટલી ઉતાવળ નહિ કરવી; પણ પેહેલાં જેસ્તાને જે કાંઈ કહેવું છે તે બધું સાંભળી લેવું.

જેસ્તા—પાછળથી મને પ્રાયર સાથ મેલાપ થયો. મેં તેને જણાવ્યું કે, કનફેસર અને તેનો બીજો કાસદ ફરાયર મરણ પામ્યા હતા. એ ખબર સાંભળતાં તે કાંઇ એવું બોલ્યો કે 'મારો સતારો બુલંદ થયો છે. તે બંધેની મને ધારતી હતી. જે સઘળાઓ મને હરકત કરતા રહે છે, તેઓ પણ એવાજ રેજે પુગજો! યાહુદી હવે તુંજ એકલો છુ-ટનો છે, કે જે કનફેસરના ગેબ થવાની ખબર ધરા-

વે છે. તું જ એકલો જાણેચ કે સર હયુની દોલત કોણને હસતક છે! ખબરદાર, એ વિશે જરા પણ કોઇ જાણે નહિ! હું હવે જાહેર કરીશ કે કનફેસર પોતાની સાથ લેદી હેલનની દોલત અને તેણીની જાગીરીનાં તમામ ઓચરીઆં લઇ પવીત્ર ભૂમી તરફ જવા નીકળ્યો અને રાહમાં લુટારાઓના હાથે તે ઠાર થયો તથા તેના હસ્તકનું સર્વ લુટાઇ ગયું.

બીશપ—સાંભળ્યું કે, બેહેન? તે એબત બાતેનમાં કેવો છે, તે હું સારીપેઠે સમજું છું.

ઇસાબેલા કાંઇ ઉતરમાં બોલી નહિ.

હયુ—અને જ્યારે તું પ્રાયર આગળ કનફેસરનાં મરણની ખબર આપતો હતો, ત્યારે તું એવું સમજતો હતો કે તે હઇયાત તેના કબજામાં હશે?

જેસ્ના—તે હું કહી શકતો નથી; નહિ, સાહેબ, મારી ખાતરી થઇ હતી કે મેં તેને જે કાંઈ કહયું તે કરતાં વધુ તે કાંઇ જાણતો ન હતો.

હયુ—કેવી અજાયબી! એ ભેદ મને કાંઇ સમજ પડતો નથી! ગુચવારો ઓછો થવાને બદલે વધતો જાયછે. પેલો હકીમ અહિં હોત તો ઘણું ઠીક થાત! તેને ખબર હશે કે તે પાકજાત કનફેસરનાં રૂવાનને ઝુપડાંમાંથી કાંહાં લઇ જવામાં આવ્યું. મારા બીશપ સાહેબ. એવો હુકુમ ફરમાવો કે તે હકીમને કીલ્લામાંથી અતરે બોલાવી લાવે; અને

તમો નામદાર શાહઝાદા, હું તમને અરજ કરૂં છું કે પેલા ગામડયાને અતરે હાજર કરો?

શાહઝાદો—સબુરી અખ્તીયાર કરો, મારા લાર્ડ હયુ, હું તે ગામડયાને હાજર કરીશ, એટલુંજ નહિ પણ હકીમને પણ અતરે લાવીશ.

હયુ—હું અજાયબ થાવું છું કે તમે શી રવેશે તે કરી શકશો! (જેસ્તા તરફ ફરીને) ભાઇ, તને કાંઈ વધારે કહેવું હોય તો તે કહી સંભળાવ.

જેસ્તા—હવે મારે કહેવું જે બાકી છે, તે માત્ર ક્નફેસરને લગતું છે. તે ભલા પાદરીનાં મરણ માટે મને ગરદન મરાવવો એવી પ્રાયરની મરજી થઇ. ફાંસીનાં લાકડાં ઉપર ચઢવાની અણી ઉપર હું હતો, અને જે મતલબસર ફાંસી દેનારે મારી આંખે પાટા પણ બાંધ્યા હતા અને મારા ધારયા મુજબ એક શખસ મને તે લાકડાં આગળ લઇ પણ ગયો; પણ જ્યારે તે શખસે મારો હાથ છોડયો ત્યારે મારા કાન ઉપર લોકોની સોહોરસારનો અવાજ પડયો. મારો એક હાથ છુટો કરવામાં આવેલો હોવાથી મેં આંખ ઉપરનો પાટો છોડયો તો જોઉં શું કે એક ખુલ્લાં મેદાન ઉપર મને કોઇએ લઇ જઈ છુટો મુકેલો.

બીશપ—અને તું કહે છે તેમ બંદીખાણેથી તારાં નાહાશી જવાની વાત સાચી હોય તો તને

ખબર નથી કે કયા શખસે તારો છુટકારો કરયો, શું તે ગાસર્તન કે રોઈસ્તન નહી હતો.

જેસ્તા—ના, તેઓ હોયજ નહિ; કારણ, મારો છુટકારો કરનારના પગમાં તો પાદરીઓના જેવા જોડા હતા.

જેસ્તાની નજર ઇસાબેલા તરફ જ્યારે ફરી ત્યારે તે જોય શું કે તેણી પોતાનાં મોં ઉપર આંગળી કરી તેને સાવચેતીની ઇસારત કરતી હતી. તેણે તે બાબે વધુ બોલવાનું બંધ કીધું અને બીશપ તરફ જોઇ વાત ફેરવી નાંખવા બોલ્યો, 'તે માયરે કનફેસરનું ખુણ કરવાને મને ઉશકેરયો, એટલુંજ નહિ પણ જે વેપારીને તાંહાં હું મોટો થયો હતો, તેનાંજ ઘરમાં તીજોરી ફોડવાને તેણે મને લલચાવ્યો. કનફેસરની વખતે મેં કીધું હતું, તેમ આ વખત પણ મેં તેને ઉલટાપ આપી તેના કહયા મુજબ કરવાનું ડોળ ઘાલ્યું. મારા બીશપ સાહેબ, એટલું કહેવાથી ન અટકતાં તેણે મને વધારે એવું સમજાવ્યું કે તે વેપારીની બેટીને ફુસલાવી પટાવી તેના તે વખતના મુરબી લીનકનના અમીરના પાસ લઇ જવી. આ સાંભળતાંજ મારો પીત્તો ઉછલી આવ્યો અને તેને એક હડસેલો મારી તેના આગળથી દુર થયો. તે લીધે તે દહાડાથી તે નાપેકાર સાથ વાત કરવાનું મેં મોકુફ કીધું. જો તે મારી

સામે આવે તો હું તેના મોંહોડાં ઉપર એ સઘળી
વાતની સચ્ચાઇ બાબે સોગંદ લેવા તઇયાર છું.

લાર્ડ હયુ બીશપ આગળ ગયો. તેનાં દીલ-
માં આડાંઅવળાં આવતાં હતાં. શાહજાદા, બીશપ
અને લાર્ડ હયુ વચ્ચે કાંઇ ગોફતેગો ચાલી જે ઇસા-
બેલાના સાંભળ્યામાં આવી.

શાહજાદો—બીશપ સાહેબ, ત્યારે તમારો
એવો વિચાર છે કે પોપનો એલચી તથા લાર્ડ
શેરીફને બોલાવી મંગાવવો; અને કે તેઓ આવી
પોહોંચે ત્યાં સુધી જે કાંઇ આપણે જાણ્યું છે તથા
હવે પછી જે સાંભળીએ તે સઘળું આપણાં મન-
માં રાખવું.

બીશપ—એ મારો વિચાર છે.

શાહજાદો—ઠીક ત્યારે, એમજ કરશું. અને
જ્યારે એબતનાં કરતુક ઉંઘાડાં પાડશું, ત્યારે મારો
તાજદાર પીતા હાજર હશે. તો તેના જાણ્યામાં આ-
વશે કે યાહુદીઓ માફક પાદરીઓ પણ આપણા
દેશમાં એક જાતની બળા છે.

હયુ—અને તમે મને પેલા ગામડયા તથા
હકીમને મેળવી આપશો કે હું તેઓ સાથ વાત કર-
યામાં લાવું.

શાહજાદો—હમણા લાવું છુ એટલું કહી.
શાહજાદો ત્યાંથી નીકળયો.

## પ્રકરણ ૨૧ મું.



લેદી ઇસાબેલા હવે તેબલની નજદીક આવી અને બોલી 'મારા ભાઇ અને મારા હયુ સાહેબ, જે યાહુદી વેપારી અને તેની બેટીને એબતે ગુનાહગાર ઠરાવ્યાં છે, તેમની તરફેણમાં બે શબ્દ બોલવાની હું રજા માગું છું.'

બીશપ—બેહેન, બેલાસક જે કહેવું હોય તે કહો.

હયુ—લેદી, જે કાંઇ તમને કહેવું હોય ત બોલો.

ઇસાબેલા—મારે એટલુંજ કહેવું છે કે તેઓ બંધે નીરદોષ છે. તેમની નાહક ખાણુંખરાબી થઇ છે, તેમની તમામ માલમતા એબતના ખજાણામાં ભરાઇ છે. બાપ એક બાજુએ નાહઠો છે અને દીકરી બીજી બાજુમાં.

હયુ—મેદમ, તેમનાં નીરદોષપણાં વીશે તમારી ભુલ છે. મને પ્રાયર સાહેબે પોતે કહયું છે કે તેઓએ મારા છોકરાને મારી નાંખ્યો છે.

ઇ—અને તમે હજી એવું કાંઇ સાંભળ્યું નથી કે જેથી માયર ઉપરનો તમારો તમામ વીશ્વાસ ઉઠી જાય.

હયુ—ખરી વાત, પણ જ્યાં સુધી હું પેલા ગામડયાઓને તથા હકીમને જોવું નહી ત્યાં સુધી તે પાક જાતની વીરૂધમાં જે કાંઇ બોલાય, તેને હું માન્ય કરૂં નહી.

ઇ—તમારી મરજી, પણ હું તો એક વડા પાદરીની બેહેન તરીકે તથા એક લેદીની આબરૂ ઉપર કહું છું કે પ્રાયરની વીરૂધ તમે જે કાંઇ સાંભળ્યું છે તે તદન ખરૂં છે.

હ—જ્યારે એમજ છે ત્યારે તો હું બેવડા સંતાપમાં આવી પડયો છું! બીચારા નીરદોષ માણસોને નુકસાણ થાય, તેના કરતાં હું મરણ પામું તે બેહેતર.

ઈ—શાહાઝાદાએ પેલા ગામડયાઓ અને હકીમને અતરે લાવવાની કબુલાત આપી છે, તેઓ તમને ખાતરી કરી આપશે, કે કન્ફેસર પાદરીનાં મરણ બાબે પ્રાયર જવાબદાર છે; પણ હું ઇકાનોના એક સાધુને તથા એક બીજા શખસને અતરે લાવીશ કે જે તમારી ખાતરજમા કરશે કે જોસીનસ વેપારી તથા તેને લગતાં તમામ તમારા છોકરાનાં મરણ બાબે તદન બેગુનાહ છે. નહિ, તમારો બેટો અકસમાતથી મરણ પામ્યો છે, તેને કોઈએ ખીલા મારી મારયો નથી.

હ—રે ખોદા! મને કેવો ઠગવામાં આવ્યો છે! પેલા લુચ્ચાએ મારી આંખે પરદો કરી મુકયો હતો.

લડવઇયાનાજ જેટલો બીશપ પણ અજાયબ થયો. તેણે જેસ્તાને હુકુમ કીધો કે નાના હયુનું મોત કેમ નીપજ્યું, તે બાબે જો તે કાંઇ જાણતો હોય તો સેતાબ જણાવે. જ્યારે જેસ્તાએ તે છોકરાને પેહેલવેહેલાં જોસીનસ પોતાની બેટીની આગળ લઇ આવ્યો, ત્યાર પછીથી તેના ઉપર જુદીથ કેટલો બધો ચાહ દેખાડતી હતી, તે તમામ જણાવ્યું, જે સાથે લાદ હયુને પોતાના બેટાએ જે કાંઇ જણાવ્યું હતું, તે તમામ મલતું આવ્યું. નાના હયુએ જોસીનસ અને જુદીથની તેના તરફની સારી લાગણીનાં હદ વગરનાં વખાણ કરયાં હતાં; તથા માયરની ઘાટકી ચાલ વિશે તે પોતાના બાપ આગળ ઘણો બખારયો હતો. એ તમામ તેને યાદ આવ્યું, જેથી યાહુદીઓનાં નીરદોષપણાં બાબે હવે તેની પુરતી ખાતરી થઇ. લેદી ઇસાબેલાએ જે બે શખસોને બોલાવવાની કબુલાત આપી હતી, તેમનાં નામ હયુએ જાણવા માંગ્યાં; પણ ઇસાબેલાએ જણાવ્યું કે આ સઘળા ગોટાલાનો ફેસલો લીગેત અને શેરીફની હજુરમાં સાંભળવામાં આવનાર છે.

ત્યાં સુધી તેણે સબર કરવી. વળી તેણીએ જણા-વ્યું કે બાળકના હાથ પગ ઉપર જે ખીલા ઠોકવા-ની નીશાણો જણાઇ હતી, તે તેનાં મરણ પછી મા-યરે કરી હતી, એ પણ તેણી પુરવાર કરી આપશે; પણ કચેરી ભરાય ત્યાં સુધી તે વિશેની તમામ હ-કીકત છાણી રાખવી.

જેસ્તાએ જણાવ્યું હતું કે તે મીરઝાનો દી-કરો હતો, તે આ વખતે બીશપને યાદ આવ્યું

બીશપ—હું જાદૂઇ ઢોંગને ધીક્કારૂં છું; તો પણ એટલું ઇચ્છું છું કે સઘળા લોકોને ઇનસાફ એક સરખો મળે.

જેસ્તા—મારી માની હાલત આપણા લોકો-ની તેણીની તરફની ઘાટકી વરતણુકને લીધે બની છે. આપણા લોકો તેને અન પાણી આપે કે લેવા દે નહી. એક વેળા પ્રાયર પોતે તેણીના પાસ નાના હયુ માટે ઝેહેર માંગવા ગયો હતો; પણ તેણીએ તેને આપવાને ના પાડી એટલુંજ નહી, પણ તેને ધમકી આપી કહયું કે જો તે કોઈ બીજે ઠેકાણેથી એ કારણસર ઝેહેર મેળવશે તો તેણી તેને ઉઘાડો પાડશે.

હયુ—શું એ બને એવું છે ? જો એ વાત ખરી હોય તો હું જીવીશ ત્યાં સુધી તે બીચારી ઓ-રતનો મદદગાર થઇશ.

ઈસા--આ વાત તો મેં હમણાંજ સાંભળી છે; પણ એ હું માનું છું. વારૂં જેસ્તા, તું કાંઇ જાણેય કે મીરઝાએ એક વેળા માયરને ઝેહેર આપ્યું હતું?

જેસ્તા—બેશક આપ્યું હતું અને હું ધારૂં છું કે તમે એ વાત જાણો છો, ત્યારે તો તે ઝેહેર કેમ વપરાયું હતું, તે પણ જાણતાં હશો.

ઈસા—તે સઘળું તપાસની વેળાએ ઉંઘાડું પાડવામાં આવશે.

હયુ—(જેસ્તાને) છોકરાને જે બે પાદરીઓ મુવેલો ઉંચકી લઇ ગયા, તેઓને તું ઓળખે છે?

જે–હું તેમને ઓળખતો નથી, પણ હકીમ કાંઈ તે વીશે બોલ્યો હતો કે લીનકનના પાદરીઓના પોષાકથી તેઓએ તદન જુદોજ પેહેરવેશ પેહેરેલો હતો.

આ વખતે શાહઝાદો ઓરડામાં દાખલ થયો અને બોલ્યો, કે હકીમ એરાન અને ફીલીપ હોડીવાલો જેસ્તાની તપાસ દરમીઆન સામેના ઓરડામાંજ હતા.

શાહઝાદો—હું એક વેળા મારા એક ઉમરાવ મિત્રને મળવા જતો હતો, જ્યારે દલદલ ઉપરના રસ્તામાં આ ફીલીપ મારો રાહબર હતો. એણે

મને ઓળખ્યો એટલે પોતાનાં મન ઉપર જે એક ભરમ ઘર કરી બેઠો હતો, તે ખુલ્લો કરી નાંખવાની તક લીધી. એણે મારા આગળ જે કાંઇ વાત કીધી, તે તમામ જેસ્તાની વાતને મળતી આવતી હતી.

ફીલીપે આ વખત તમામ હકીકત સોગંદ ઉપર કહી, જે જેસ્તાની વાતને બરાબર મળતીજ આવી. તેણે જણાવ્યું કે કન્ફેસર પાદરી કદે ઉંચો અને ખુશ તબેહનો ૫૦ કે ૫૫ વરસનો હતો; તથા જે ફ્રાયરે તેને જખમ કીધો તે એક કાળા ચેહેરેનો હતો. તે સોગંદ ઉપર બોલ્યો કે પોતાને જખમ થયા પછી કન્ફેસરે તેને કહયું હતું કે જેસ્તા તેને બચાવવા માંગતો હતો અને કે પેલા ફ્રાયરે તેને મારયો હતો. ફીલીપની જુબાની ઉપરથી જેસ્તા ઉપરનો તમામ શક સાંભળનારાઓનાં મનમાંથી નીકળી ગયો.

એરોન હકીમ—અમીરના મેહેલમાં સર જરવીસની સારવાર કરયા પછી હું ચોરી કરતાં ત્યાં પકડાયો એટલે મેં જરવીસને ઘણી આજેજી કરી, જેથી તેણે મને નહસાડી મુકયો. ત્યાર બાદ જુદીથની સારવાર માટે ફીલીપ હોડીવાલો મને લઇ ગયો, જ્યાં શાહાઝાદાને ખબર પડી કે હોડીવાલા

ફીલીપે જે હકીમ વીશે વાત કરી હતી, તે હુંજ હતો, એટલે તેણે મારી સાથ વાત કરી અને મને ફીલીપ સાથ અતરે મોકલ્યો. જે દહાડે કન્ફેસર આગળ ફીલીપની ઝુપડીમાં હું એકલો હતો, તે દહાડે જાનરાળુ પોષાકમાં એક શખ્સ ત્યાં પાણી માંગતો આવ્યો. મેં તેના છુપા લેબાસ છતાં પીછાણ્યો કે તે ઈકિનોનો માયર હતો. પાણી પીતાં તે કન્ફેસર વાસ્તે બોલ્યો કે તેની સારવાર માટે મને કેટલાક મોટા ઓધેદારો તરફથી ઠપકો મળશે. તે કરતાં બેહેતર કે હું એને મરવા દઉ. મેં તેને પુછ્યું કે તેમ કરવા માટે મને ઇનામ કોણ આપનાર છે? તરત તેણે ૩૫૦૦ ના સોનેરી માર્કો મેજ ઉપર ગણ્યા તથા તેના પાસ એક નાની સીસી મુકી કહયું, આ પૈસાની રકમ તને તેઓ તરફથી મળશે; વાસ્તે તારે એટલુંજ કરવું કે આ સીસીમાં જે ઝેહેર છે, તે પાદરીને પાઈ દેવું. હું તેની વાતને મળતો થયો એટલે તે પોતે કન્ફેસરનાં બીછાણાં આગળ ગયો અને તેની દવાની સીસીમાં પેલું ઝેહેર ભેળ્યું. ત્યાર બાદ તે બહાર જઈ ઉભો. થોડી વારે પાદરી ઉઠયો એટલે મેં તેને પેલી દવા પીવા આપી, જે તેણે પીધી. તેને પીતાં પ્રાયરે સાંમેથી દીઠો, તેથી બીજાં ઇનામની કબુલાત આપી, તેણે મને હુકુમ

કીધો કે કન્ફેસર કલાક પછી જરૂર મરણ પામશે, વાસ્તે મારે તેને તરત દાતી દેવો. તેમ કરવાને મેં હા કહી એટલે તે ત્યાંથી ચાલી ગયો. તેના જવા પછી કન્ફેસર ઉઠયો અને પોતાનો પોષાક બરાબર કરવા લાગો જે જોઇ મને અચંબો લાગો. તેણે મને જણાવ્યું કે, પ્રાયરે જે કાંઇ કરવા મને કહયું હતું તે તેણે પડયો રહી સાંભલ્યું હતું, તેથી દવા પીવાને બદલે ગળાંની પછવાડે ધોળી નાંખી હતી. તે બીજું એવું બોલ્યો કે જો હું તેને પડોસમાંનાં ગામમાં નાહાશી જવાને મદદ કરીશ તો લાર્ડ હયુ મુસાફરીથી પાછો ફરશે, ત્યારે તે મને મોટું ઇનામ અપાવશે. મેં તેને જવા દીધો એટલુંજ નહિ; પણ તેને બોહોંસ કરીને માયરનાં આપેલાં સોનામાંથી બે સીક્કા આપ્યા. મારે અતરે કહેવું જોઇએ કે તે બીચારાને જરા ખબર ન હતી કે તેના જભાના ખીસ્સામાં તેણે જે મુસાફરી માટે પૈસા રાખ્યા હતા, તે બધા મેં કાઢી લીધા હતા. ત્યાર પછી તેનું શું થયું, તે હું કહી શકતો નથી; પણ આટલી અટકળ બાધું છું કે દલદલમાં તે કોઇ ખાડામાં ડુબી મુવો હશે, કારણ તે રાત ઘણીજ અંધારી હતી.

લાર્ડ હયુ તેમજ બીજાઓ પણ કનફેસર બાબે એવો વીચાર લઇ ગયા કે તે ડુબી મરણ પામ્યો હશે.

## પ્રકરણ ૨૨ મું.



હવે પેલી ગમ જોસીનસ વેપારી પોતાના ઘ-રમાંથી નાહાશી ગયા પછી તે મીરઝાં ડાકેણુના બુરૂજમાં પોતાનાં માણુસો સાથ સંતાઇ બેઠો, જ્યાં તેના એક માણુસે પોતાની નજરે જોયલી વાત કહી કે જુદીથને પોતાની ઘોડી ઉપર સ્વાર કરી બે મ-રદો દુર લઈ ગયા હતા અને કે તે બંધે મરદોની પછવાડે તેણીની બંધે દાસીઓ હતી.

વળી તે બોલ્યો કે એક હોડીવાલા સાથ તેને વાત થઈ હતી, જે ઉપરથી એવું જણાયું કે શા-હઝાદા એદવર્દના હુકુમથી જુદીથને છેક દુરનાં એકાંત ગામડાંમાં લઇ જવામાં આવી હતી અને કે સ્વારોની ગફલતીથી એક સ્વાર તથા તેના પછ-વાડે બેઠેલી સ્ત્રી ઘોડા સુધાં દલદલના કાદવમાં દુબી મુવાં હતાં.

આ નાખુશ ખબરથી જોસીનસને બહુ સં-તાપ થયો અને તેથી તેનાં મનની હાલત ઘણી બી-ગડી. તે મીનારામાં એ રવેશે વાત બનતી હતી, જ્યારે તાવરનાં બંદીખાણાંની એક અંધારી ઓ-રડીમાં મીરઝાં એક ખુણામાં પડેલી હતી. એટલા-માં તેણીની ઓરડીનું બારણું ઉઘડયું, અને લાર્દ

હયુ દાખલ થયો. તેણીનો ઘોરવાનો અવાજ તેને સંભળાયો.

હયુ—તે એજ ઓરત હશે! બાઈ કે જાદુગરણી! તને કયું નામ ગમે છે. હું તને ઘણી અગત્યની બાબદ વિષે પુછવા આવ્યો છું.

મીરઝાં—તું કોણ છે તે હું જાણુંચ. તું પેલો રંડાયલો છે. મારાથી ઉઠાતું હોત તો હું તને માન આપત. જે થવાનું હોય, તેજ થાય.

હયુ—હું હયુ છું અને મારા બેહેસ્તી બેટા માટે કાંઇ સવાલ પુછવા આવ્યો છું, વાસ્તે તને જો કાંઇ શુદ્ધી હોય તો મારા સવાલનો જવાબ આપ.

મીરઝા—બેટા! અરે મોટા રંડાયલા! પણ મારા દીકરાનું શું થયું, તે મને જણાવ? મને એવું લાગું કે મેં તેને દીઠો અને આ ઇન્તેઝારી ભરેલી ગોદમાં દાબ્યો! ત્યાર પછી તે પાછો ગેબ થયો! અને વળી પાછો જણાયો! અને પાછો ગેબ! અને જો તે મને ફરી નહિ જણાશે તો તમામ ભુટ પલીદ, ડાકેણ, અને દેવ દેવીઓમાં મારૂં સર પટકી નાખીશ.

હયુ—એણીનું ધ્યાન તદન ઠેકાણે નથી. એણીના પાસથી પેલાં ઝેહેર વિશેનો પતો મળવો મુશ્કેલ છે.

મી—ઝેહેર! મેં એક શિવાય બીજી કોઇ વેળા કોઇને ઝેહેર આપ્યું નથી, અને તે તેણે આડે માર્ગે વાપરયું.

હ્યુ—કોણને તેં ઝેહેર આપ્યું હતું?

મી—ઇકાનોના પાદરીને અને તું તે જાણેચ. મેં એક વેળા તેને ના પાડી, કારણ તેણે તે એક નીરદોષ અને નેક બાળક માટે માંગ્યું હતું. તે મે નહિ આપ્યું. ના, ના, કદી નહિ આપું. મને પોતાને એક છોકરૂં હતું.

હ્યુ—બળી ઓરત, મારી ખાતરી થઇ છે, કે તુંએ એક વેળા મારા બેટાને બચાવ્યો હતો, અને તેના અવેજમાં હું તને અહિંથી છોડવીશ.

અને ખરેખર તેણે તેણીને છોડવવાને ઘણી મેહેનત લીધી; પણ તેનું કાંઇ વલ્યું નહિ; કારણ ગાસ્તંન દારોગાએ તેને ખુલ્લું જણાવ્યું કે પાદશાહની સતાથી એબત તે વખત આખાં શેહેરમાં મુખ્તીયાર બન્યો હતો અને તેથી તેની મોહોર શિવાય તેનાથી તે જાંદુગરણીને છુટી મુકાય એવું ન હતું.

એક બીજી વેળા મીરઝાની ઓરડીનું બારણું ઉઘાડયું અને ઇકાનોનો પાદરી માંહે દાખલ થયો, જેને પુરેપુરો દીઠા વગર મીરઝા, તું કેહે ગોયા બરાઇને બેઠેલો વીકાળ વાઘ પોતાના શીકાર ઉપર

તડાપ મારવા ઉછરે તેમ મીરઝાં ઉઠી ઉભી થઈ અને પેલા પાદરી ઉપર તાણુાજાણી તથા ગાળના ભાંડ શબ્દો વરસાવવામાં લાવી. તેણીએ પોતાની છાટી ઉપરથી એક સાંપ અને મીસલતો ઝાડની લાકડી બહાર કાઢી તેની સામે પકડી જેથી એબત બબરાયો, તો પણુ પોતાની હંમેશની રીત મુજગ ધીરજ ધરી ઉભો.

એબત—ડાકેણુ, તારા ઉપર મને દયા આવેછે, તેથી તને ચેતાવવા આવ્યોછું કે આજ સાંજરે કલાક ૭ ને અમલે તને ફાંસી દેવામાં આવશે; વાસ્તે તારા તમામ કાળા ઇલમનો ત્યાગ કર અને બેહેસ્તમાં જવાના રસ્તા લે.

મીરઝા—નીકળ, નીચ કુતરા! તારાં કાળાં કરતુકનો તું પોતે પસ્તાવો કર. હું તારા ઉપર ધીટકાર નાખું છું; નીકળ અહીંથી.

એબત—હું તો જાઉં છું; પણુ ૭ વાગે તમામ તઇયારી રાખજે. મારી મતલબ તું હંમેશ ઉંધી વાળતી આવી છે, મારી તમામ યુકતીઓમાં તું હરકત કરતી રહી છે, મને તોબા પડાવવામાં તથા ધારતીમાં નાંખવાને તુંએ કાંઇ બાકી રાખ્યું નથી, પણુ તે સઘળાંનો હવે છેડો આવ્યો છે, વા-

સ્તે આ દુન્યાને તેમજ તારા કાળા ખલમને હવે છે-
લ્લી સલામ કરી લે; સમજી કે દેવાની!

મીરઝા—દેવાની છતાં તુ જે કાંઇ કહે છે,
તે હું આગમચથી જાણું છું; પણ એજ દેવાનાપ-
ણાંની મારી વાત તું પણ સમજી લે કે તારા જ-
ન્મની વેળાએ એક પરીએ એક ઝાડ રોપ્યું હતું;
તે મોટું થયું છે, તે ઝાડ ઉંચું વધ્યું છે; પક્ષીઓ
તેની ડાળી ઉપર આવી બેસે છે; પણ જે દવ તથા
જે ગરમી ઉપર તે ઝાડ પોતાનું રક્ષણ ચલાવતું
આવ્યું છે, તે કવડાસથી ભરેલાં હતાં, અને તે ઝાડ-
ને જેમ પોતાની બુલંદીએ ચઢતાં વિલંબ લાગે,
નહિ, તેમજ તેને કરમાતાં પણ વાર લાગનાર નથી.
અને ગયા જાનેવારીના સેતારાઓ પોતાની જગા ઉ-
પર પાછા ફરે તથા આવતી વસંતનાં પક્ષીઓ જ્યાં
હાલ ઉડી ગયાં છે, ત્યાંથી પાછાં ફરે તે પેહેલાં તે
ઝાડ મુળ અને ડાળીઓ સુધાં, રસકસ વગરનું થઈ
કરમાઇ જશે અને કોઈ કાળે પણ તે વધશે નહિ.

આ આગાહીથી એબતનાં મન ઉપર મજ-
બુટ અસર થઇ. કાંઇ પણ બોલ્યા પેહેલાં તેણે પો-
તાની ધાસ્તી દુર કરવાની યુકતી કીધી. તે ત્યાંથી
જતો હતો, ત્યારે મીરઝા બોલી—

'સબર, ખુણી જીવડા! તારી મુશીબત વિશે

મારે વધારે જાણવાનું બાકી છે. તુંએ તારાં છરકાં-માં ઘણાઓના જીવને સપડાવી લીધા છે, અને હવે તારો પોતાનો સપડાવાનો વખત આવ્યો છે! તારો નાશ આવી પુગો છે. જે પૈસા તુંએ ચોરયા છે, તેનું શું કરયું? જે લોહી તુંએ વેરયું છે તે ક્યાં છે? જે ઝેહેર તુંએ વાપરયું છે તે તથા જે લાંચ રૂસવતો લીધી છે, તેની તું યાદ કર! કેટલાં બધાં લોકોને તુંએ પાયમાળ કરયાં છે, તેની હવે યાદ કરી લે! તે સઘળાં સચ્ચાઇથી ભરેલાં છે; તને હજી કાંઇ પણ આશા નથી, એમ મારાથી કહેવાતું નથી, કારણ મારાં દિલમાં તારા વિશે ઉજાશના ચમકારા હાલ પડે છે, જે ઉપરથી એવું જણાય છે કે તારા ઉપર દયા કરવામાં આવશે; અને ગમે એવો તુ કરપીન છે, તો પણ તને માફી મળશે!'

એબત—એવું બેહુદું બોલવું ખતમ કર· તેમાં તને કાંઇ હાંસીલ થનાર નથી, કારણ ૪ ક-લાક પછી તને ફાંસી મળવાનુ નક્કી થઇ ચુકું છે.

તેના જવા પછી મીરઝાએ પોતાના સાંપને માથાં ઉપર મુકયો, જે વાળમાં વીંટળાયો અને તે-ણીએ પોતાની લાકડીને બદીખાણાનાં ચાર ખુણાં તરફ દેખાડી દરેક ખુણાને ત્રણ મરતબે સેઝદા ક-રયો, અને કાંઇ મંતર ભણી.

તેણીનાં આ કામમાં હરકત કરવા વળી બા- રણું ઉઘડયું અને તેણીનો દીકરો તેણીની સાંમે આવી ઉભો. તેણીએ તેને ગોદમાં દાબ્યો.

જેસ્તા—મા, આ કેવી સીહા જગામાં તને રાખવામાં આવી છે.

મીરઝા—અરે તુંએ મને મા કરી બોલાવી? કેવો આશીરવાદ ભરેલો શબ્દ! તેં મને માના એ- હકાબથી બોલાવી!

જે—જરા ધીરી થા! મારી પાસ આ સી- ડી ઉપર બેસ! મારે તને કાંઇ વધાઇ કહેવી છે.

તેના કહેવા મુજબ તેણી બેઠી, અને પોતાંના હાથ તેની ગરદન ઉપર નાંખી, તેને સેંકડો ચું- મી લાધી.

જે—મા, જરા મારૂં સાંભળ! લાર્દ હયુ અને બલો બીશપ તારા છુટકારા માટે પોતાનો વગ ચ- લાવેછે; પણ કેટલાક વાંધા જે સાંભળવાથી તને કાંઇ ફાયદો થનાર નથી, તે માટે આવતી કાલ સુધી તને છુટકારો મળનાર નથી; માટે તારા સાથ રહેવાને મેં રજા મેળવી છે, કારણ તું અહિં એકલી રહે, એ મારાથી તામોશ થઇ શકતું નથી.

તે જે કાંઇ બોલ્યો તે ઉપર મીરઝાએ કાંઇ ધ્યાન આપ્યું નહિ, મગર એટલુંજ તેણીએ સાંભ-

જ્યું કે તે તેણીના સાથ રહેવાનો હતો. તેણીની જા-દુઇ ઘેન ખલાસ થઈ, તેથી તે બેશુદ્ધ હાલતે જમી-ન ઉપર પડી, જ્યારે મોટી કાળજીથી જેસ્તાએ તે-ણીને ઉપાડી.

શુધ્ધોમાં આવતાં તેણીએ જેસ્તાને પોતાના ઉપર વાંકો વળેલો દીઠો, જેથી તેણીને મોટો હર્ખ ઉત્પન થયો. તેણી બોલી, 'મારા દીકરા, તને જોઇ મારી આંખને તાઢક પડી છે! તારો અવાજ સાં-ભળી મારા કાન ખુશબખ્તીથી ભરાયા છે! આજ ૨૬ વરશ થયાં તારા માટે હું ઇંતેઝાર અને હાવ-રીબાવરી બની રહી હતી! અને આખરે નેક સે-તારો આવી લાગો છે.

જેસ્તા—મા, આપણે આગળ મળ્યાં હતાં.

મી—ખરી વાત. પણ તે દહાડા પછીથી તું મારી નજર આગળથી ધુમ થયો હતો, અને આજે તારી ખુશીથી તું મને મારાં કેદખાણામા દીલાસો આપવા તથા મરણ પામતી જોવા આવ્યો છે. આ ઘડી હું એટલી ખુશી છું કે મારો હર્ખ મારી છા-તીએ સમાતો નથી.

એટલું બોલતાં તેણી પોતાની બેશુદ્ધોમાં પ-ડી. કેટલીક વારે પાછી ઉઠી અને બોલી, "ઇનસા-નનો કાંઇ ચારો નથી, મારો વખત નજદીક આ-

ળ્યો છે, અને તે વખતે મેં મારાં સઘળાંને દીઠાં છે. જે નાનાં ઘરમાં હું જન્મી હતી તે મારી નજરે પડયું છે! ત્યાંનો નાનો બાગ પણ મેં દીઠો. મારાં માબાપને તળાવ ઉપર લીન્કનના અમીર માટે પક્ષીઓની જાળ નાંખતાં દીઠાં છે. તેમના માટે દરવાજો ઉઘાડવા હું દોડી જતી તે પણ મને જણાયું છે?

જેસ્તા—અરે મા! તું જ્યારે એટલી સુખી ત્યારે આવી હાલતે કેમ પુગી.

મી—ઇનસાનરૂપી ખવીસે મારી આવી હાલત કરી મુકી છે.

જે—અને તે—

મી—તારો બાપ. હું એક નાની ખુબસુરત જુવાન સ્ત્રી હતી, જ્યારે લીનકનનો અમીર અમારા ઘર આગળ આવ્યો. મને જોયા પછી તે વારંવાર ત્યાં આવવા લાગો. તેની કબુલાત ઉપર મેં ભરોસો મુકયો. તે વખતે હું એક બીજા સાથ અદરાયલી હતી. તે સાથના લગનના દીવસે અમીરની ફોરવણી અને તેણે આપેલાં ખાતરી ભરેલાં વચનથી હું અંજાઇને ઘરમાંથી નીકળી ગઈ. થોડોક વખત સુખમાં અને મીઠાસમાં પસાર થયો, જ્યાર પછી હું લાચાર હાલતમાં આવી ગઇ, તને છાટી ઉપર રાખી હું

મારાં બાપીકાં ઘરનો આશરો લેવા ગઈ; પણ અફ્સોસ! તેઓ મરણ પામ્યાં હતાં, તથા તેમનું ઘર બીસ્માર હાલતે પુરું હતું. તારી સાથ જંગલમાં એક પહાડની કઢણમાં વાસો કરી રહી. થોડાક વખતમાં તું મારા આગળથી ગેબ થઇ ગયો. હવે મારી કંગાળીયતનો અંત ન રહયો. મનશકતી ઘણીજ અસાધારન યાને દેવલોકીક હોવાથી હું દેવદેવીઓ સાથ વેહેવાર ચલાવવા લાગી. મારી નજરે ગેબી જીવડાઓ પડવા લાગા. ભવીષ વાણી સમજવાની મારી શકતી દનપર દન વધારે મજબુત થતી ગઈ.

જે—શું; હું અમીરનો છોકરો?

મી—અલબતતાં, આ તેની પેહેલી ભેટ જો. એ લે અને જ્યારે તને તક મળે ત્યારે આ લાકેત ઉંઘાડજે. તેનાં એક પડમાં મારી જુવાનીની અને બીજા પડમાં અમીરની તે વખતની છબીઓ છે. એ તારા પાસ રાખ, હું થોડા વખત પછી મરનાર છું, તેથી તને એ ઘણી કામ લાગશે.

એટલું કહેતાં તેણી પાછી બેશુદ્ધ થઇ પડી, એટલામાં બંદીખાણાનું બારણું ઉઘડયું અને અમીર દાખલ થયો, જેને જોતાંજ જેસ્તા એક ખુણામાં જઇ ભરાયો.

અમીર—મીરઝા, આપણા પાકજાત એબત

સાહેબનાં મોંથી મેં સાંભળ્યું છે કે તને આજે ફાંસી ચઢાવવાની છે, તેથી તારા પાસ એક ભેદનો ખુલાસો જાણવા આવ્યો છું. મારા પૌત્રના ભવીષ્ય વીશે તું મને જણાવશે તથા તેને સારો કરવાનો કાંઇ પાળો આપશે તો હું તારા છુટકારા માટે તારાં મરણ બાદ પંદર દહાડા સુધી માસ ભણાવીશ.

મીરઝાને પાછું શુર ચઢયું. તે બોલી, 'તારો પૌત્ર બચે એવું નથી. તેની આ પળ છેલ્લી છે; એટલુંજ નહિ પણ જાણ કે થોડાક કલાકમાં તેના સાથ તું પણ કબરવાસ થશે, કારણ તું કીલ્લા તરફ જશે નહિ એટલામાં એક ઝેહેરી તીર તને કારી જખમ કરશે, કે જેથી તું બચવો મુશકેળ છે.

અ—તું એ બટાઈ છોડ, અને કાંઈ પાળો દેખાડ કે હું તારા માટે માસ ભણાવીશ.

મી—તેની તારા માટે તથા તારા એબત માટે ગોઠવણ રાખ.

અમીરે ચીરડાઇને તેણીનાં આંગ ઉપર હાથ ઉઠાવ્યો, જ્યારે જેસ્તા ખુણામાંથી તેના સામે જોશ કરતો આવી ઉભો.

જે—અમાર, એણીને હાથ લગાડતા ના.

અ—અને તું કોણ કુતરો છે.

જે—કોઇબી હોઉં, પણ તમારે એણીને હા-

થ લગાડવો નહિ.

અમીરે જેસ્તાને જમીન ઉપર પટકી નાંખ્યો.

અ—લે આ તારી મેહેનતનો બદલો.

જેસ્તા પાછો ઉભો થયો અને અમીરના હાથને બાઝી પડયો.

જે—અમીર, આ પળે જે લોહી મારામાં છે, તેજ તારામાં છે, એવું હું જાણુત નહિ તો તને ઠાર કરયા વગર મુકત નહિ.

અ—મુર્ખાં, તું શું કહેવા માંગેચ ?

આ વખતે મીરઝા હોશમાં આવી અને બંન્નેના વચ્ચે પડી બોલી, 'લીનકનના ઉલીઅમ, મારૂ સાંભળ! તારી મારગરેતને તું યાદ કર. તેણીને નીરાશ અને શરમ ભરેલી હાલતે તેં તજી દીધી હતી. તેણીનાજ દીકરાને તુંએ મારવાની હીંમત ચલાવી છે, જેનો બદલો હું તને દેખાડતે પણ હવે મારી હયાતી થોડીજ બાકી છે.'

અ—અને તું કોણ છે ?

મીરઝા—તારી મારગરેત.

અ—છી, છી! તમામ ગલ્લત. તે એક હસ્તા મુખડાનો ખીલતો ગોલાબ અને તું—

મી—તુંએ એક વખત ગુસ્સામાં તારી તરવાર વડે મારા હાથ ઉપર જખમ કીધો હતો, તે તને યાદ હશે. જો તે આ જખમ.

અ—તે હું ના પાડવાની હીંમત ચલાવ-
તો નથી.

મી--અને આ બીજુ. આ છોકરાની બચ-
ગીમાં તુંએ તારી જુલ્મી સખ્તાઇથી એનાં ખભાં
ઉતારી મુકયાં હતાં, તેથી એ આવી હાલતે પુગો છે?
શરમ છે તારા ઉપર, ઉલીઅમ! તારા લીધે આ
તારો પોતાનો દીકરો આવો બેડોળ નીવડયો છે.

આ ખબરથી જેસ્તાનાં દીલમાં ભારી બળ-
તાંના શોળા ઉત્પન થયા અને આ નવી પીછાણથી
અમીર બહુ ચીરડાઇ ગયો.

અ—પણ મારો પૌત્ર સાજો થશે કે?

મી—મેં તને કહયું છે તે ખરૂં જ છે.

અમીરે બારણાં તરફ પગ ચલાવ્યા અને
સીડી ઉપર વીચારમાં ઉભો.

અમીર—તું જો મારગરેતજ હોય તો હું તા-
રા માટે માસ ભણાવીશ અને છોકરા, તું યાહુદીઓ
સાથ રહી તેમના જેવો થયો છે, વાસ્તે સંભાળજે,
નહિ તો તને પણ સજા થશે.

મીરઝા—ઉલીયમ, હું તને ચેતાવું છું, તે
યાદ રાખજે અને તું પોતે સંભાળજે કે એક ઝેહેરી
તીર તને તારા કીલ્લાના દરવાજા આગળ લાગશે.

અ—ફીકર નહિ, મેં પોલાદનું બખતર પે-

હેરેલું છે

મી—તે છતાં તને તીર તો લાગશે.

અમીર હસ્યો અને બોલ્યો, 'તે જોવાનું છે.'

જેસ્તા—અમીર, હું આશા રાખુંચ કે તમે મારી માને ખરાબ મોતે મરતી બચાવશો. ૭ વાગેનો વખત તેણીને એબત નક્કી કહી ગયો છે.

અ—હું એબત સાથ વાત કરીશ અને જો બનશે તો કાંઈ પણ કરીશ.

જે—જો અને અગરજો શબ્દો! અમીર તમો ચાહો તો તે જરૂર બની શકે.

મીરઝા—નહિ દીકરા, રહેવા દે. એક બોલ મારો મરતી વખતનો તું સાંભળ, અમીર, તારી ઘોરમાં તારે શાંત રહેવું હોય તો આ છોકરા માટે કાંઈ બંદોબસ્ત કરજે.

અમીર—હું જે કાંઈ બોલ્યોચ તે તારા માટે જઇને કરૂં છું.

એટલું બોલી અમીર બહાર નીકળ્યો, અને દરવાજા બંધ થયા.

અ—દીકરા તું મારો છે; અને તારા ખોલા ઉપર હું માથું મુકી નીરાંતે મરણ પામું છું. તને વારસામાં મારાં તમામ જાદૂઈ હુન્નરનો ખુલાસો મુકી જાવું છું. મારા મીનારામાં ઓરડાની વચોવ-

ચમાં મોટા જાદુગર હેલાના હાથની લખેલી ચોપડી છે, જેમાં મેં પોતે કેટલીક ઉમેરી છે. તે તમામ તારી છે. તેમનો સારો ઉપયોગ કરજે. તું મહાન પુરૂષ થશે અને જુદીથ હવે સુખ જોશે. મારૂં મુડદું ઓરડાની વચમાં જ્યાં મારાં દફતરો છે ત્યાં મુકજે.

તેણી એ રવેશે બોલતી હતી, એટલામાં વળી બારણું ઉઘડયાં અને ફાંસીગરોએ ઓરડામાં ફાંસીનાં લાકડાં ઉભાં કીધાં. એબતની નજર જેસ્તા ઉપર પડી.

એબત--ઓહો, તું અહિ. ઠીક બેવડું કામ! ચલાવો તમારૂં કામ, માણસો.

જે—ખબરદાર, લોકો, એણી કયારની મરણ પામી છે.

એ—ફીકર નહિ, પણ કાયદો અમલમાં લાવો. મુવેલીને ચઢાવો.

જેસ્તાએ સાંમો થવાને ઘણી કોશીસ કીધી; પણ તેને તરત મુસ્કાતાટ કરવામાં આવ્યો. અમીરે દારોગા ગાસ્તનના કાનમાં કાંઇ સખુન કહયા, જેથી જેસ્તા ગભરાયો તેને પકડવામાં આવ્યો, જ્યારે તે બોલ્યો, 'એ તમે શું કરોચ?'

ગાસ્તન—તને ત્રણ લાકડે ચઢાવીએચ,

બીજું શું! મા પછી દીકરો.

જેસ્તાએ બેડી તોડવાને ફાંફાં મારયાં, પણ ફોકટ. તેની છેલ્લી કીકીયારીથી એબતના કાન ફાટી ગયા. બોલ બોલતામાં લાર્ડ હયુ ત્યાં આવી લાગો અને જેસ્તાને સુલીએ ચઢાવતો જોઇ તે લાગલે સુલી પાસ ગયો અને પોતાનાં ખંજર વડે દોરડ કાપી નાખી જેસ્તાને છુટો કરયો. એબત તેથી બહુ ચીરડાઈ ગયો. તેણે ગાસ્તર્નના કાનમાં કાંઇ વાત કીધી, પણ તે બોલ્યો, 'ના, એબત સાહેબ, તમે બીજું જે કામ કહેશો તે કરશ; પણ એક ઉમરાવને ફાંસી દેવાનું પારલામેંતના હુકુમ વગર બને નહિ.'

લાર્ડ હયુએ તરત એક બે સવાલ જેસ્તાને કીધા, જેણે થોડાક બોલોમાં તેના જવાબ આપ્યા. જેસ્તાએ પોતાની માનું મુંડદું ઉઠાવ્યું અને લાર્ડ હયુની નેગેહબાની હેઠળ તે લઈ બહાર નીકળ્યો. તેને માણસો અટકાવી શકયા નહિ, કારણ હયુ પોતાના હાથમાં નાગી સમશેર પકડી સોગંદ ખાઇ બોલ્યો કે જે કોઈ એને અટકાવશે, તેના બે કકડા કરયામાં આવશે.

જેસ્તા પોતાના હાથમાંના બોજા સાથ મેદાન ઓળંગી ગયો, પણ રસ્તામાં કોઇ છોકરી સાથ અઠડયો જેણીએ તેને તરત પીછાણયો. તેણી

બેલાસેત હતો. બધેએ એકગેકનાં નામ જણાવ્યાં. બેલાસેત તેને પોતાનું ઘર જે નજદીકમાં હતું, ત્યાં લઇ ગઈ જ્યાં તેમની પછવાડે લાર્ડ હયુ પણ જઇ લાગો. થોડીક વાર વિસામો લીધા પછી તેઓ મીરઝાના બુરૂજ તરફ ગયાં, જયાં જોસીનસ વેપારા પોતાનાં મનની બગડેલી હાલતે પડેલો હતો. લાર્ડ હયુને જોતાં તે વેપારી ઘણો બખાડયો, પણ હયુએ તેને દિલાસો આપી કેદખાણામાંથી જુદીથને છોડવવાની તેને કબુલાત આપી, જયારે જુદીથનું કેણી તરફ જવું થયું હતું તથા તેણીને કોણના હુકુમથી બંદીખાણામાંથી ચોરી લઇ જવામાં આવી, તે વાતથી જોસીનસ હયુને વાકેફ કરયામાં લાવ્યો.

એ રવેશે તેઓ વાતમાં હતા એટલામાં એક હોતેલવાલો ત્યાં હાંફતો હાંફતો આવ્યો. તેણે જણાવ્યું કે લીનકન શેહેરના અમીરને તેણે પોતાના ઝેહેરી તીરથી વીધી નાંખ્યો હતો, જેથી તે મરણતોલ પોતાના બિછાણે પડયો હતો. તેનું બોલવું સાંભળતાં લાર્ડ હયુ ચીરડાઇ ગયો અને તેને અમીરનું ખુન કરવાનું કારણ પુછયું, જેના જવાબમા તે બોલ્યો કે તે અમીરના હુકુમથી તેની ખુબશુરત બૈરીને તેના ખીદમતગારો તેના મેહેલમાં જોર જુલમથી ઉઠાવી લઇ ગયા હતા, અને કે અમીરે તેણીને પાછી મોકલવાને ના પાડી હતી. એ નાખુશ બ-

બર સાંભળતાંજ પેલો ઉમરાવ અમીરના મેહેલ ત-
રફ જવા નીકળ્યો. તેણે જુદીથના છુટકારા માટે
જવાને જોસીનસની પરવાનગી લીધી, જેથી જેસ્તા
પણ તેના સાથ ગયો. તેઓ હોડીમાં બેસી શેહેરમાં
ગયા જ્યાં હજારો લોક અમીરના દરવાજા આગળ
ભેગું થયું હતું. તેઓમાં એવો ગપાટો અમીરનાં
માણસોએ ફેલાવ્યો હતો કે રીચર્ડ હોતેલવાલાએ
અમીરને ઝેહેર ખવાડયું હતું. મેહેલના દરવાજા
આગળથી લાર્ડ હયુ જેસ્તાના કાનમાં કાંઇ બોલી
તેનાથી છુટો પડયો; પણ તે દરવાજા આગળ જઇ
પોહોંચ્યો એટલામાં ઇસાબેલાના ખીદમતગારે તેને
કાંઇ સંધેસો આપ્યો, જેથી તે તરત તેણીની તરફ
રવાના થયો.



## પ્રકરણ ૨૩ મું.

હવે પેલી ગમ અમીર પોતાના મેહેલમાં મ-
રણને કાંઠે પડેલો હતો, તેને મીરઝાની આગાહી
ખરી પડતી જોઇ તરત પોતાના બદમાશોને હુકુમ
કીધો કે જેસ્તાને શોધીને તેની હજુરમાં લઇ આવે,
જે હુકુમ બજા લાવતાં વિલંબ લાગો નહિ, કારણ
જેસ્તા પણ અમીરની ખબર પુછવા મેહેલ તરફ

આવ્યો હતો. જેસ્તાને જોતાંજ અમીરે તરેહવાર તાણાજનીના સખુન તેના ઉપર ઓચરયા, તથા તેના તથા તેની મા ઉપર પોતાને જાદુઇ કરવાનું આરોપ મુકી પોતાનાં માણસોને હુકુમ કીધો કે જો તે મરણ પામે તો તેનાં મરણ પછી પાંચ મીનીતે જેસ્તાને કીલ્લા ઉપરથી હેઠળ ફેંકી દેવો, અને કે તેટલો વખત સુધી તેને પકડીને કેદ કરવો. એ હુકુમથી જેસ્તાને પકડી અમીરનાં માણસો કેદખાણે લઇ જતા હતા, એવામાં બીશપ તથા શાહાઝાદાનું ત્યાં આવવું થયું. તેમને જોઇ જેસ્તા બોલ્યો, 'સાહેબો, તમને ખબર છે કે તમારી રજાથી હું મારી માના બંદીખાણામાં ગયો હતો, જ્યાં અમીરનું પણ આવવું બન્યું હતું. ત્યાં તેણે મને પોતાના દીકરા તરીકે કબુલ કરયો હતો, તે વખતે મારા ઉપર આરોપ મુકવાને તેના પાસ કાંઇ કારણ ન હતું અને હવે એ મરણ કાંઠે પડયો છે, ત્યારે મને પકડાવી મંગાવી પોતા ઉપર જાદુ કરવાનું તોહોમત મારા ઉપર મુકવાને તે તઇયાર થયો છે. એણે પોતાના માણસોને હુકુમ આપ્યો છે કે અગર એ મરણ પામે તો તેઓએ મને તરત કીલ્લાની દીવાર ઉપરથી હેઠળ ફેંકી દેવો.

બીશપ—અમીર સાહેબ, શું આ તમારો દીકરો છે.

અમીર—હોય તો શું થઇ ગયું; એવા કુતરાઓ તો ઘણા નીકળી આવશે, કે જેઓ મને પોતાના પીતા તરીકે ઓળખાવવાને આણાકાની કરે નહિ.

બી—ફીકર નહિ, એ શખસ; તને કાંઇ હરકટ થાય નહિ તે માટે હું સંભાળ લઇશ. (માણસોને) ખબરદાર, રે લોકો, કે એના જીવ માટે તમો સર્વને હું દેવલના જવાબદાર કરીશ.

અમીર—અરે મારાં દિલમાં ભારી કરતલ આલે છે. બીશપ ગ્રોતેસ્ત, જો તદન પાપ કપાય એવું પવિત્ર પાણી આપવાનું હોય તો તેનો વખત આવ્યો છે.

પાદરીઓ પાક પાણીના શીશા અમીર આગળ લઇ આવ્યા, જ્યારે બીશપે તેમને તરત પાછા લઈ જવાનો હુકુમ કીધો.

બીશપ—જ્યાં પાપ માટે ખરો પસ્તાવો ન હોય, ત્યાં એ પવિત્ર પાણી શા માટે આપવું જોઇએ.

પાદરીઓ અચરત થઇ ઉભા; અમીર લાલ પીળો બની ગયો, અને શાહઝાદો એદવર્દ પોતાની હંમેશની રીત મુજબ મુગો મુગો સઘળો દેખાવ જોતો ઉભો.

અમીર—ઇજેલું કે ન ઇજેલું, બંધે સરખું છે. (પોતાના માણુસ પાસથી પાણી લઇ પીને) વાહ! આ તો આગવાળાં કલેજે ઘણીક ટાઢક પાડે છે.

બહાર રણુસીંગડાં બે વેળા ફુકાયાં અને લીગેત તથા એબત પોતાના રસાલા સાથ મેહેલમાં દાખલ થયા. તેમને જોઈ અમીર બોલ્યો, 'હા, આ શખસો મને પાપથી મુક્તી આપશે.'

બીશપ—અમીર સાહેબ, તમે સાચું બોલ્યા છો; હું બીહું છું કે જીવલેન દુશમનોને પણ એઓ પૈસા ખાતર મુકિત આપવાને ચુકશે નહિ.

પોપનો એલચી—ગ્રોતેસ્ત, હું જાણીને ખુશી છું કે તમે તમારી આગળી અપ્રખ્યાત હાલતમાં રહેવાને નક્કી કરયું છે.

બીશપ—અને હું પણ જાણીને ખુશી થઇશ કે તમે પણ અતરે રહીને લોકોના ખીસા ખાલી કરવાને બદલે તમારા પોતાનાં વતન પાછા ફરવાનું નક્કી કરશો. વળી તમને લુચ્ચા, (એબત તરફ નજર કરી) ફાંશીગરની સંગત છોડતાં જોઇ હું કાંઇ થોડો ખુશી થઇશ નહિ.

એટલું બોલી તે ઓરડામાંથી બહાર નીકલ્યો; અને તે વખત શાહઝાદો એદવરદ અમીરનાં બી-

છાણું નજદીક ગુપચુપ ઉભો. અમીરને એબત ત-
થા એલચીએ તમામ પાપથી મુક્તી આપી, જેના
બદલામાં અમીરે પોતાની તમામ અસકેઆમત તથા
શેહેરની માલેકી શાહજાદાની નજર આગળ એલ-
ચી તથા એબતને વારસામાં લખી આપી.



## પ્રકરણ ૨૪ મું.

હવે જ્યારે ઇસાબેલાની હજુરમાં લાર્ડ હયુ
જઇ લાગો ત્યારે તે બાનુંએ તેને જણાવ્યું કે આ-
વતી કાલે સહવારમાં એબત જુદીથને ફાંસી ચઢા-
વવાના ઇરાદાથી પોતાનાં માણસો સાથ જનાર છે,
વાસ્તે તેને તે કામ કરતો અટકાવવાને પાદશાહ ત-
રફથી આવેલાં એક નામાંની નકલ સાથ પેલો નેક
સાધુ તેની પુઠે જનાર છે; પણ મને દર લાગે છે કે,
તે સાધુથી પોતાની જઇફીને લીધે એબતનો દુમબા-
લો પકડી શકાશે નહિ, વાસ્તે જુદીથનો કોઇ મિત્ર
તેના સાથ જાય તો ઠીક.

હયુ—અને એ કામ હું પોતે ઉઠાવી લેવાને
મારી ફરજ સમજુ છું.

ઇસાબેલા—તમે જશો? તો ઠીક, મારાં દિ-
લને ધીરજ મળશે. કાલ સવારમાં આ શેહેરની

દક્ષિણ તરફના દરવાજા આગળ તમને તે સાધુ મ-ળશે, ત્યાંથી તમે બન્ને એબતની અગાડી પણ તે-ની ઉપર નજર રાખતા ચાલુ મુકજો; પણ તમે તમારા સાથ પેલા જેસ્તાને રાખો તો તમને તે ઘણો કામ લાગશે; કારણ તે જુદીથનો નેકખાહ છે. કેમ તમે તેને ઓળખ્યો કેની ?

હયુ—હા, કાં નહિ. આપણો અમીર જે હાલ મરવા પડયો છે, તેનો તે દીકરો લાગે છે, એવું તે અમીરે પોતે કબુલ કરયું છે.

ઇસાબેલા—તે અમીરનો છોકરો ! અને અ-મીર મરવા પડયો છે !

હયુએ આ વખતે ઇસાબેલાને પેલા હોતેલ-વાલાની તમામ હકીકતથી માહીતગાર કીધા અને ત્યાર બાદ પોતાની નવી મુસાફરીના હકીકતના પે-ગામો તેણીના ઉપર ઉપરાસાપરી મોકલવાને કબુ-લાત આપી, ત્યાંથી રૂખસત થયો. જ્યારે તે અમી-રના કીલ્લામાં દાખલ થયો, ત્યારે ત્યાં તેને ખબર પડી કે જેસ્તાને અમીરના હુકુમથી કેદખાણે પુરી મુકવામાં આવ્યો હતો. તરત તેણે તે બાબે ઇસાબે-લાને લખી વાલ્યું કે જેમ બને તેમ જલદીથી જે-સ્તાનો છુટકારો કરે. તેના જવાબમાં ઇસાબેલાએ તેને પાછું જણાવ્યું કે બીશપ અમીરના કીલ્લામાં

આખી રાત રહેવાનો હતો અને કે તેણે જેસ્તાને છુટો કરવાની કોશેશ કરવાને કબુલાત આપી હતી. તેણીએ વળી હયુને પાછી ચેતવણી આપી કે જેસ્તા છુટો થાય યા નહિ, તથા પેલો સાધુ તેને મળે કે નહિ પણ તેણે એકલો એબતનો દુમબાલો પકડી રાખવો.

બીજી સહવારમાં લાર્ડ હયુ પોતાની પછવાડે પોતાના એક નાઈતને લઈ શેહેર બહાર ફેરીઓક નામની જગાએ જઈ ઉભો, જ્યાં થોડીક વારે એક સાધુ સાથ તેનો મિલાપ થયો. ખેરઆફીઅત પુછવા બાદ તેઓ બંધે પેલા ચંડાળ એબતની રાહ જોતા ઉભા એટલામાં તે પોતાના રસાલા સહીત દુરથી આવતો દેખાયો. તે નજરે પડતાંજ હયુ અને તેના નાઈત તથા પેલા બુઝરગ સાધુએ પોતાના ઘોડાઓ રાહમાં આગળ દપતાવ્યા. બપોર પડતાંમાં તેઓ એક શેહેરમાં જઈ લાગા જ્યાંના વડા પાદરીને ત્યાં એબત તથા તેના ચાર સ્વારોએ ઉતારો લીધો. લાર્ડ હયુ અને તેનો નાઈત તથા સાધુ તેજ શેહેરનાં એક પોહોંચખાણામાં ઉતરયા. થોડોક વિસામો લીધા બાદ એબતે આગળ સ્વારી ચલાવી, જ્યારે હયુ અને તેના સાથીઓએ એબતના ઘંટોના અવાજ ઉપર તેનો દુમબાલો પકડી રાખ્યો.

એમ કરતાં તેઓ એક બીચ જંગલમાં જઇ લાગા જ્યાં રાહમાં ચાર રસતાનો ચકલો આવી લાગો, જેથી હયુ તથા તેના સાથીઓ કીએ રસ્તે જવું તે વિશેના વિચારમાં પડયા. આખરે વખત ન ખોવાના વિચારથી લાર્ડ હયુ એક ઉંચી જગા ઉપર ચઢયો કે એબને કયો રસ્તો પકડયો હતો, તેનો પતો કાઢે; પણ તેની નિરાશીમાં તેને કાંઈ નીશાણુ જણાઇ નહિ, જેથી તે ગાભરો પડી ગયો.

હવે પેલી તરફ એબત એક બીજે રસ્તે નીકળી ચાલ્યો. તેને રાહના દરમીઆનમાં એક નાળું મલ્યું, જ્યાં હાથ મોઢું ધોયા પછી તે પાર ગયો અને રાત પડતાં તો એક ગામમાં જઇ લાગો, કે જ્યાંનાં એક એકાંત ઘરમાં જુદીથ પોતાની છેલ્લી તઇયારી કરી ચુકી હતી. બીજે દહાડે બપોર થતાં તેણીના માટે એક માચરો તઇયાર કીધો અને ગામનાં લોકોની ગાલગીલોચી તથા ફીટકાર વચ્ચે તેણી તે ફાંસીની જગા તરફ ચાલી. તેણીએ એક ખ્રીસ્તી બાળકને ખીલા ઠોકી મારી નાખ્યો હતો, એવી ખોટી ખબર પેલા એબતે તેણીના વિશે તે ગામનાં લોકોમાં ફેલાવી હતી, જે સાંભળતાં તમામ નાનાં મોટાં લોકોનો પીતો ઉછળી આવ્યો હતો. તેણીએ પોતાના દારોગાને રાહમાં એક અરજ કીધી

કે તેણે મેહેરબાની કરી તેણીની પેટીમાં ચાર પત્રો હતાં, તે શેહેરના કોઇ યાહુદીને અસ્તક કરવાં. દારોગાએ તે પત્ર તે ગામના યાહુદીઓના વડા પાદદરીને હસ્તક કરવાની કબુલાત આપી, જેથી જુદીથે તેનો ઉપકાર માન્યો અને પોતાનો જે કાંઇ અસ્બાબ હતો તે તેને તમામ લખી આપ્યો. માચરા ઉપર તેણીને લોકોની સનમુખ બાંગે બુલંદ અવાજે તેણી ઉપર મુકાયલા આરોપો વાંચવામાં આવ્યા, જ્યાર બાદ તેણી પરવરદેગારનું નામ ઝબાન ઉપર લઇ છેલ્લી બંદગી કરયામાં રોકાઇ અને તેમ કરતાં થોડીક વારે બેભાન હાલતમાં પડી રહેલી જણાઇ. જલ્લાદે તેણીને ઉઠવા જણાવ્યું, પણ તેણીએ તેનું કાંઇ સાંભળ્યું નહિ.

લોકોની ભારી ઠઠ વચ્ચેથી એક બેડોળ શખસ દોડતો અને હાંફતો પાદશાહનું નામું લોકોને દેખાડતો માચરા આગળ આવી લાગો.

જેસ્તા—સબર! પાદશાહ તરફથી એક રોકો લાવ્યો છુ! સબર પાદશાહનાં નામમાં કહું છું કે સબર!

તે કુદતો કે માચરા ઉપર ચઢયો અને જલ્લાદને પાદશાહનાં નામમાં જુદીથને છોડવાને અરજ કીધી. તેને જેતાંજ એબત પોતાના દાંત કચકચા-

યને બોલ્યો, 'અરે વળી આ બળા ક્યાંથી હરકત કરવા આવી લાગી! ચલાવો, માણસો, જલદી કરો અને આ માણસ જે એણીનો સાથી છે, તેના બોલવા ઉપર કાંઈ એતબાર ના લાવો.'

જેસ્તા જુદીથને પકડી રહ્યો. તેણીના ઉપર નજર પડતાં તે જોય શું કે થઇ ચુકેલું. તેણી તદન બેભાન હાલતમાં હતી. તેણીની નાડી બંધ થયલી.

શેરીફ—એબત સાહેબ, આપણા પાદશાહના પેગામમાં શું લખ્યું છે, તે જાણીએ તો ઠીક.

એબત—તમે ચડી ગયા છો કે એટલું નહિ સમજતા કે અગર પાદશાહ કાંઇ પેગામ મોકલે તો શું આવા માણસ પાસ!

શેરીફ—મારે ફકત પાદશાહનું ફરમાન જાણવું છે; કારણ તે નહિ જાણવાની ગફલતી કરી તેનો ગુસ્સો મારા ઉપર ખેંચી લેવાને મારી હીંમત ચાલતી નથી.

એ—મારૂં કહ્યું માનો, એટલે કોઇનો ગુસ્સો ઉતરશે નહિ.

જેસ્તા—(એક પાદરીને) પાદરી, આ પાદશાહી મોહોર સાથનાં એક પત્રની નકલ છે. તે લેદી ઇસાબેલાઉપર આવ્યોછે, લોકોને વાંચી સંભળાવો.

પાદરીએ તે લઇ નીચે મુજબ વાંચ્યો,

" લેદી ઇસાબેલા, જે યાહુદનને કરોલેન્દના એબતે ખ્રીસ્તી બાળકનાં ખુન માટે ગુનાહગાર ઠરાવી છે, તેની તરફેણમાં લખેલો તમારો પત્ર મળ્યો છે, જેના જવાબમાં અમારી એવી મરજી છે કે કરોલેન્દના એબતે તે યાહુદનની તપાસ ચલાવવી નહિ, અને જ્યાંસુધી અમારી પોતાની હજુરમાં તેણીની તપાસ ચાલે, ત્યાંસુધી તેણીને ગરદન મારવામાં આવે નહિ. ઇસાબેલા, અમે તમને સત્તા આપીએ છિએ કે અમારો આ હુકુમ કરોલેન્દના એબતને તથા જે બીજાઓના અખ્તીઆરમાં તે યાહુદનને સોંપી હોય તેમને આ ખરીતો દેખાડવો કે તેઓ અમારાં એ ફરમાન મુજબ ચાલે."

એબત—છી, છી, શું આ ખરીતાની નકલ તમે ખરી માનો છો? જોઇએ, પાદરી, હું જોઉં તો ખરો!

તરત તે કાગળ પેલા પાદરીએ એબતના હાથમાં મુકયો, જેણે તે જોતાંજ પોતાના પગ હેઠળ કચડયો.

એબત—આ કેવળ ઠગાઇ છે. લોકો, તમે જોયા શું કરો છો. શું સ્વર્ગવાસી સાધુનો હુકુમ તમે બજા લાવવામાં ઢીલ કરશો? તે મને સ્વપ્નામાં વારંવાર જણાઇ બોહોંસ નહિ કરતો હોય, તો હું શા માટે તમને એટલી બોહોંસ કરૂં.

શેરીફ—એબત સાહેબ, મારે તમને ચેતાવવું જોઇએ કે જ્યાં સુધી લેદી ઇસાએલા ઉપર આવેલા પાદશાહી ખરીતાનું ખરૂં ખોટું સાબેત થાય નહિ ત્યાં સુધી આ છોકરાને કેદ કરી રાખવી.

એ—ના, શેરીફ, એમ ઢીલ થવી ન જોઇએ. અગર પાકજાત પીરની મરજી અમલમાં આણવાને કોઇ આચકો કરશે તો આ મારા પોતાના હાથે તે હું પાર પાડીશ.

એટલું કહેતાં એબત માચરા ઉપર ચઢયો.

જેરતા—પાદશાહને હુકુમ તોડવાનાં ફળ ઘણાં બુરાં મળવાનાં. લુચ્ચા એબત, તારાં કાળાં કરતુકથી તું હાથ ઉઠાવ, નહિ તો હું તારાં મક્કરને આ લોકોની સનમુખ ઉઘાડાં પાડીશ. ખુણી શું તુંએ લેદી હેલનના કનફેસર પાદરોનું ખુન નથી કરયું? તેણીનાં બાળકની દોલત તું ચાંપી નથી બેઠો? જોરીનસ વેપારી અને મારા ઉપર બોહોતાનો તુંએ નથી મુકયાં? અને વળી તું શું જાણતો નથી કે તું જેટલો પાપી છે, તેટલી આ ફીરેસ્તો પાક છે. હવે તારો વખત ભરાયોચ; હવેજ તારાં કરતુક ઉઘાડાં પડવાનાં અને હવેજ તારી કયામત આવેલી સમજવાની.

આ વેળાએ લીનકનનો સાધુ માચરા આગ-
ળ આવી પુગો અને પાદશાહી ખરીતાની નકળ શે-
રીફને દેખાડતો બોલ્યો, 'સબર, હું પાદશાહ તરફ-
થી નામું લાવ્યો છું.'

એબત—(મનમાં) શું વળી બીજી નવી હર-
કટ. હવે તો મારો કાંઇ ચારો નથી, વાસ્તે એક ચા-
લાક સપેસાલારની માફક મારે પાછું હટવું જોઇએ.

સાધુએ ખરીતો શેરીફને આપ્યો, જેણે તે
એબતના હાથમાં આપવાની ના પાડી.

શેરીફ—કેમ હવે તમે શું કહો છો, એબત
સાહેબ?

એ—એ કદાચ ખરો હોય; પણ હું તમને
સરવે લોકોને જાહેર કરું છું કે પીરનો કોપ મારા
ઉપર ન ઉતરે એટલા માટે મેં મારી બનતી કોશેસ
કરી છે; વાસ્તે હવે તમે સઘળાંઓને સર તેના માઠા
પરિણામનો જોખમ રહેશે.

શેરીફના હુકુમ મુજબ જુદીથને બંદીખાણે
લઈ જવામાં આવી.



## પ્રકરણ ૨૫ મું.

હવે જ્યારે જુદીથને બંદીખાણાની એક કો-
ટડીમાં શેરીફના હુકુમથી પાછી પુરી મુકી, ત્યારે

એબત નિરાશ હાલતે કરોલેન્દનાં મડક તરફ પાછો ફરયો. જુદીથની આગળ પેલો નેકજાત સાધુ તથા જેસ્તા હતા. એક તેણીના હાથ પગમાં ગરમી લાવવા તે ખુબ મસલતો હતો જ્યારે બીજો તેણીના માથાં ઉપર પાણીના ફટકા મારતો હતો.

જેસ્તા—મેહેરબાન સાધુ બાવા, મને ધારતી લાગે છે કે આપણી મેહેનત ફોકટ જવાની; એમાં જીવ રહેલો હોય એવું લાગતું નથી.

સાધુ—જોઇએ તો ખરા. પણ પાણીના છપાટાથી તેણી જાગી, નહિ વારૂ ?

જેસ્તા—નહિ; પણ વારૂં કાંઇ બીજો ઇલાજ છે ?

સા—આજે અહિ આવતાં પડોસમાંના બાગમાં મેં દવાના કેટલાક પાળા દીઠાછે; વાસ્તે જઇને હું તલાશ કરી આવું છું.

જે—ઉતાવલા આવજો, નેક સાધુ, નહિ તો તમે પાછા ફરો તે આગમચ તદન થઇ ચુકશે. હવે મારી વહાલી જુદીથ, તારો ચેહેરો નેહાલવાની મને પુરતી અને હરકત વગરની ટક મળી છે.

તેણે તેણીનું માથું ઉચક્યું અને થંડા થઇ ગયલા ઓટ તથા ગાળ ઉપર બેસુમાર ચુમી લીધી જેમ કરતાં આંખમાંથી પાણીના રેલા નવધાર તેના રોક્ષારા ઉપર ટપકતા થયા.

સાધુ કાંઇ પાગો લઇ પાછો ફરયો અને તેનો રસ જુદીથને પાવાની તેણે તજવીજ કીધી પણ જુદીથ તે લઇ શકી નહિ. સાધુ બતી લેવાને બહાર ગયો જ્યારે લાર્દ હયુ સાથ તેનો મિલાપ થયો.

હયુ--સાધુ બાવા, જુદીથ મારી મુલાકાત લઇ શકશે ?

સાધુ—હું ધારૂંચ કે તેણીનું આવી રહયુ છે. હું ઘણો મોડો આવી લાગો, અને જેસ્તા આપણી અગાડી આવી ન પોહોંચ્યો હોત તો તેઓએ એણાને ફાંસી પણ દીધી હોત. જોઇએ તો અંદર જાવો. માસતર જેસ્તા તેણીની નજદીક છે. તેનો સંતાપ જોઇ મને બહુ દૃખ થાય છે.

હયુ--તેઓ હું વારૂં છું કે એકમેક સાથ આદરાયલાં છે.

સા--હું નહિ ધારતો; પણ મારે બતી લેવા જાનું છે.

હયુ જુદીથ આગળ ગયો, તેને જોતાંજ જેસ્તા બોલ્યો, મારા લાર્દ હયુ; તમે લેદી ઇસાબેલાનું ફરમાન બજા લાવવામાં ઘણી ઢીલ કરી નાખી હતી.

હયુ--અજાણતાં, તારાં બોલવામાં વજુદ છે; પણ જુદીથ કેમ છે.

જે—જુદીથ કેમ છે કેમ નહિ, તેમાં તમને કે બીજાને શું કાલજી હોય. એમાં મારો મરો છે.

હયુ—તમે ગમે તે કહો; પણ આટલું તો રાસ્ત છે કે જે દીવસથી જુદીથ સાથ મારૂં ઓળખાણ પડયું તે દહાડેથી તેણીના પરીપેકર ચેહેરાએ તથા શીરીન સરોદે મારી છાટીમાં જબરૂં ઘર કરી મુકયું છે. આપણા પાદશાહ તથા અમીરના કહેવાથી હું પરણ્યો, પણ જુદીથની યાદ મારી છાટીમાંથી ખસી ન હતી; અને જ્યારે એમજ છે કે તેણી હયાત રહી નથી ત્યારે સોગંદ લઇ કહું છું કે હું કોઇ પણ ઓરત સાથ બીજા લગણ કરશ નહિ; પણ સદા તેણીની યાદમાં મશગુલ રહીશ."

જે—એમજ છે તો મારે તમને જણાવવું જોઇએ કે તેણી તમનેજ ચાહાતી હતી.

હયુ—શું કહોચ ! તેણી મને ચાહાતી હતી. સંભાળજો, તેણી હાલ જીવતી નથી એટલે મને છેતરતા ના.

જે—તે બાગે તમારે ખાતરજમા રાખવી, અને ખાતરી કરવી હોય તો પેલી પેટીમાં તમારા વાસને એક પત્ર છે જે તેણીએ પોતાનાં કેદખાનામાં લખ્યો હતો.

હયુ લાગલો પેટી તરફ દોડયો અને કાગળ લાધો એટલામાં સાધુ બતી લઇ દાખલ થયો જેથી હયુને કાગળ વાંચવાની તક મળી. તે વાંચ્યા બાદ તરત જ્યુદીથની પાસે ગયો અને તેણીનો હાથ પકડી પોતાના ઓટ સાથ દાબવામાં લાગ્યો.

હયુ—જેસ્તા, તમારૂં કહેવું રાસ્ત છે. જ્યુદીથ મને અંત ઘડી સુધી મોહોબતથી યાદ કરતી રહી છે. અરે જો એ પાછી હુશીયાર થાય તો હું પાકજાત મેરીના કસમ લઇ કહું છું કે તેણીને સઘળાં સંકટમાંથી હું દુર કરીશ.

જે—હું તમામ અદેખાઇની વાત દુર કરી મારી રાજી ખુશીથી જણાવું છું કે અગર જો જ્યુદીથ સજીવન થાય તો તેણીના પોતાનાં સુખ ખાતર તેણીને તમારી સાથ પરણેલી જોવાને હું ઇનતેઝાર રહીશ.

સાધુ—મને લાગે છે કે એણીના હાથ ઉપર સંગરઃ મુકવી જોઈએ.

હયુ—બાવા, તમારી નજરમાં જે ઉપાય બાકી રહેલો હોય તે અજમાવો.

તરત હયુએ રૂપીઆ કાઢી આપ્યા અને થોડીક વારે એક પાદરી નસ ખોલવા આવી લાગો. નસ ખોલતાં પણ કાંઇ વળ્યું નહિ; કારણ, લોહીનું

ફકટ એક ટીપું પડયું જેથી સર્વ જાણે તેણીના બ-ચવાની તદન આશા છોડી. સાધુ હાથમાં નસતર પકડી ગરીબ છોકરીની મુશીબત માટે દિલગીર તથા તેણીના માટે શોક કરનારાઓ ઉપર દયા કરતો તેણીની પાસ ઉભો. હયુ તેણીનો હાથ લાંબો ધરી નસતર કરેલા ભાગ ઉપર નજર ટેકવી ઉભો અને જેસ્તા તેણીના મો તરફ નજર ટેકવી બેઠો હતો. તેઓ કેટલીક વાર એ રવેશે રહયા પણ એ-ટલામાં હયુ ખુશી થતો ઓચીંતો બોલી ઉઠયો, 'જેરૂસલમના ક્રાસના સોગંદ લઇ કહું છું કે એણી જીવતી છે.' તે સાંભળતાં જેસ્તાને ગોયા ધરતીકં-પનો આચકો લાગો હોય તેમ તેનું આખું દિલ ધ્રુજયું. જુદીથે હવે તેના ઉપર નજર કરી.

હયુ—બાનું, આંખ ઉંઘાડો, અમે તમારા દોસ્તો છિયે.

સાધુ—ધીરા થાઓ, એટલી ઉતાવળ ના કરો. તમે બંધે તેણીની નજર આગળથી દુર થાઓ, અને તમારો એક શબ્દ પણ તેણીના કાન ઉપર પડવા ના દો.

જે—સાધુ બાવા, નહિ, હું એણીની આગ-ળથી એક પળ પણ ખસનાર નથી. જુદીથ, જેને તું તારા બાઇના માનપૂર્વક એલકાબથી બોલાવતી હતી તેના તરફ જરા નજર કર!

જુદીથ—(ઘણા ધીમા અને લડડતા સાદે) મારા અત્યંત વહાલા ભાઇ!

સાધુ—જો તમારી એમજ મરજી હોય તો હું સઘળું તમારા વિચાર ઉપર છોડું છું; પણ યાદ રાખજો કે જેમ એણીને શાંત રહેવા દેશો તેમ એ-ણી જલદી સારી થશે.

જે—પણ એણીને પુછો કે હું એણીની આ-ગળ રહું કે નહિ? જો એણી હા કહે તો હુ રહી-શ, અને ના કહે તો મોટાં લશકરથી પણ મને અ-હિંથી ખસાડી શકાશે નહિ.

જુ—વહાલા ભાઇ અને મિત્ર, જરા મારી આગળ રહેજો.

જે—સાંભળ્યું કે સાધુ બાવા?

પેલો ઉમરાવ જુદીથના હાથને પાટો બાંધ-વાનાં કામમાં મદદ કરતો હતો, જેની જુદીથને ખ-બર ન હતી.

હયુ—નેક બાનું, તમે મને ઓળખો છો કે? હું ધેનનો હયુ છું કે જેનાં બાળકનાં મરણ ખાતર તમને આટલીબધી આપદા ખમવી પડી છે. હું મા-રી ચાકરી તથા તમારી ખીદમતમાં મારૂં માથું ધરવા આવ્યો છું.

તેનો સાદ સાંભળતાં જુદીથ ઉઠી બેઠી અને

જેસ્તાનો હાથ પકડી બોલી, 'વહાલા ભાઇ, મને પેલી ખુરસી ઉપર બેસાડો.' જેસ્તા, તમે હંમેશ મારા ઉપર મેહેરબાન રહ્યા છો; અને લાર્ડ હ્યુ, તમે મને તથા મારા બાપને ઇનસાફ આપો છો તે માટે તમારો ઉપકાર માનું છું. અને શું પાકજાત સાધુ બાવા, તમે પણ અહિં આવ્યા છો, મને આ દુન્યામાં ફિરવાની જરા પણ આશા ન હતી. પણ ફાંસીનાં લાકડાંથી શી રેતે છુટકારો પામી!

સાધુ- લેદી ઇસાબેલાએ અમને દરેકને પાદશાહ હેનરીના એક ખરીતાની નકલ આપી અતરે એબતની પુઠે મોકલ્યા. તે ખરીતામાં પાદશાહે એબતને હુકુમ લખી મોકલ્યો હતો કે તેણે તમારી તપાસ ચલાવવી નહિ, કારણ પાદશાહ પોતે તમારી તપાસ ચલાવવા માંગે છે.

જુ—ખોદા તે નેક બાનુને હંમેશ સુખ આપજો!

સા—આમીન! વળી મારે તમને જણાવવું જોઇએ કે તે નેક બાનુએ મને તથા લાર્ડ હ્યુને જેસ્તાની ૬ કલાક આગમચ મોકલ્યા હતા. અમે એબતના રસાલાના ઘોડાની ઘંટડીના અવાજ ઉપર ચાલતા હતા, જ્યારે રાહનાં દરમીઆનમાં એક જંગળ આવ્યું જ્યાં અમે રસ્તો ચુકયા અને એબ-

તની પુઠે જવાને બદલે શીકારગાહે જતી એક ટોલી પછવાડે ચાલ્યા કીધા. એબત કયે રસને ગયો હશે, તેની ખોલ કરવામાં પાંચ કલાક નીકળી ગયા અને હું અને લાર્ડ હયુ જુદે જુદે રસ્તે છુટા પડયા. ખો-દાના કરવાથી હુ આતરે હયુની આગાઉ રાંપે રસ્તે આવી લાગો, જ્યારે જેસ્તાને મેં એક જંગલી ગો-ધા મીસાલ શ્રંસીના માચરા ઉપર બરાડતાં દીઠો.

જુ—અને મેંડુરબાન હયુ સાહેબ, તમે કયા. રે આવ્યા.

હયુ—કમનસીબે જે કીર્ત્તી મેળવવાને હું ઇં-તેઝાર હતો તે બીજાના હાથ ગયલી જોવા ખાતર હું મોડેથી આવી લાગો; તોપણ આશા રાખુંચ કે હવે પછી તમારી સેવામાં મારૂં સર ખુરબાન કર-ને રહીશ.

જુ— જે તમે મારા બાવાને મળી તેમને દિ-લાસો આપશો તો હું તમારો મોટો ઉપકાર માન-તી રહીશ.

હયુ—હું તેમને મળ્યો છું અને તમને મેળ-વી આપવાની આશા દેખાડી તમને શાંત રાખી આવ્યો છું તેઓ તદન સારી હાલતમાં હતા. પણ હવે તમારે આરામએશ લેવી જોઇએ, જેથી છુટાં પડયાં પેહેલાં મારે તમને જણાવવું જોઇએ કે પેલા

એમતના સમજાવ્યા મુજબ હું તમારા વિશે કહેંગા વિચાર લઇ ગયો તે માટે દરગુઝર ચાહું છું.

જુદીથે ઘાસ ઉપર આરામ કીધો, પણ તેણીને ઉંઘ આવી નહિ. હયુના હાથમાં તેણીના દિલનો ભેદ ઉંઘાડતો કાગળ ગયો હતો તે માટે તે ઘણી દિલગીર બની. તે કાગળ તેણીએ લખ્યો હતો, તે એજ ઉમેદથી કે તેણીનાં મરણ બાદ તે કાગળ હયુના હાથમાં જાય. તેણીની છાટી ધમકતી જોઇ તેણી પોતાને ગોયા દિલાસો આપતી હોય તેમ બોલી, 'અરે! પણ એમાં ખોટું શું છે. એક પ્રમાણીક, નેક, અને પ્રખ્યાત નરને ચાહવામાં ખોટું શેનું કહેવાય! અરે પણ મને બચવાની આશા ક્યાં છે? એમતના હાથમાંથી છુટવું મુશકેળ છે. એટલામાં તેણીનાં માતપીતા તથા પોતાની મુશીબત યાદ આવ્યાથી તે જારબેજાર રૂદન કરવા લાગી :—

(અપને ફીદલેકી પાયતખ્તપર સરબારતલ–એ રાહ.)

અરે ઓ વહાલા જઈફ પીતા,
તજુંચ આ દેહ તુંજ મીલાપ વના;
ઉમેદ હતી હું જોઇશ એકવાર,
મુખરો તુંજનો પ્રતાપદાર.
સીતમ સીતમ સીતમ સીતમ,
હાયરે મારાં બુરાં કરમ.

ગઇ છે રૂડી મુજની માવતર,
અલી રૂપાળી નેક ખસલત;
બાળક તુંજનાં પર આ ગજબ
ની રાખીતી કોણે નેમ નજર.

સીતમ સીતમ સીતમ સીતમ,
હાયરે મારાં બુરાં કરમ.

કેમ કરી આવે આ સંતાપ,
કાઇ દી ના કરયું મેં કાંઇ પાપ;
નીતી નેકી ને પાક દામાન,
મેળવે કેમ આ બુરો અંજામ.

સીતમ સીતમ સીતમ સીતમ,
હાયરે મારાં બુરાં કરમ.

કાચું કુમારૂં જીવતર જોબન,
થાય છે કેના ઉંધું કરમ;
શું કહું હું કરમની કાહાણી,
ઉમેદજોત બુજાઇ થઇ ગઇ હાણી.

સીતમ સીતમ સીતમ સીતમ,
હાયરે મારાં બુરાં કરમ.

માવતર માવતર રૂડી માવતર,
બેટી તુંજનીના શા અવતાર;
ધરૂં છું ઉમેદ હઇડે બસ એક,
જોઇશ હું સ્વર્ગે ચેહેરો નેક.

સીતમ સીતમ સીતમ સીતમ,
હાયરે મારાં બુરાં કરમ.

બીજી સવારમાં જેસ્તા તેણીને સક્રારામાં મળવા આવ્યો. થોડીક વારે સાધુ પણ તેણીની નજદીક ગયો અને વાતચીતનાં દરમીઆનમાં બોલ્યો કે 'જેસ્તા આખી રાત ઉંઘાયો ન હતો, પણ દર અડધે કલાકે તમારી કોટડીના ચોકીદારોને તમોએ કાંઇ માંગ્યું હતું કે નહિ તે માટે પુછવા આવતો હતો.'

જુદીથ—કેટલી ઈંતેજારી, જેસ્તા. મેહેરબાન સાધુ બાવા, તમને હું શાખસી રાખું છું કે આ મારો દસ્ત હું તેના હાથમાં મુકું છું કે જેના તરફ મારા બાપની પસંદગી સદા રહેતી હતી. આજથી, જેસ્તા, હું તમારી બૈરી થાવું છું.

જે—અરે હું આ શું સાંભળું છું! ખરેખર સ્વપ્નું જોવું છું.

જુ—નહિ સ્વપ્નું નહિ, પણ એક ખરો બનાવ તમે જુવો છો.



## પ્રકરણ ૨૬ મું.

એમ કરતાં જુદીથને કેટલાક દહાડાપછી લીન્કન તરફ હયુ, જેસ્તા, અને સાધુની સંભાળ તથા શેરીફ અને સીપાઇઓની ટકેદારી હેઠળ લઇ જ-

વામાં આવી. ત્યાં પાદશાહે કચેરી ભરી મરનાર અમીરના દીકરા તરીકે જેરતાને પીછાણ્યો અને જો કે અમીરનો એક બેસી તેની સામે થયો તોપણ પાદશાહે શાહજાદા એદવરદ તથા પેલા ભલા બીશપની ઝુબાની ઉપરથી તેને લીનકનનો અમીર બનાવ્યો. જેરતા પાદશાહનાં તખ્ત આગળ ઘુંટણીએ બેઠો જ્યારે પાદશાહે શાહજાદાના હાથમાંથી તરવાર લઇ જેરતાને આપી અને કહ્યું, 'ઉઠો, સર જેરતા.'

કેટલીક વારપછી પોપનો એલચી અને એબત પાદશાહની હજુરમાં દાખલ થયા અને અમીર પદનો દાવો કીધો. તેઓએ એક વીલ રજુ કીધું અને જણાવ્યું કે શાહજાદાની હજુરમાં અમીરે મરતી વેળા તેનાં તમામ શેહેર તેમને લખી આપ્યાં હતાં કે જેના બદલામાં તેઓએ તેને તમામ પાપોથી મુકતી બક્ષી હતી.

શાહજાદો—ખરીવાત; પણ એક શખસ જે મરણ કાંઠે પડયો હોયને બેહેસ્તમાં જવાના વેહેમને લીધે પોતાની તમામ અસકાઆમત બીજાને આપી દે તે વાજબી કેમ કહેવાય! અને તેની એવી ઠાલી ખુશને લીધે તેના હકદાર વારેસોનો દાવો શા માટે રદ થવો જોઇયે?

પાદશાહે જુદીથનો ફેસલો પુરો થાય ત્યાં સુધી એબનને થોભવા કહ્યું.

પાદશાહ હેનરી—લાવો, પેલી વાહુદન જેના ઉપર એક ખ્રીસ્તી બાળકને મારી નાખવાનું આરોપ એબને મુકયુ છે તેણીને અતરે હાજર કરો. તરત જુદીથને રોઇસ્તન તથા ગારદાન દારોગાઓની દેખરેખ હેઠળ લાવી પાદશાહની સનમુખ ઉભી કરવામાં આવી. તેણીના ઉપર મેલાયલા ટોહેમતો તેણીને વાંચી સંભળાવ્યાં.

જુદીથની તપાસ ચાલે છે એવો સંદેસો બીશપે ઇસાએલ ઉપર કહેવાડ્યો, અને સંઘળ વખતમાં રાણી ઇસાએલાના હાથ ઉપર ઝુલાતી રહી ત્યાં આવી લાગી જ્યારે સઘળા ન્યાયાધીશો તથા અમીર ઉમરાવો વગેરે પાદશાહ સુધાં તેણીનાં માન માટે ઉભા થયા. તેણી બેઠા પછી સઘળાઓ બેઠા, અને પાછું ટોહેમત વાંચી સંભળાવવાનું કામ ચાલુ થયું, જે થોડીક વારમાં પુરૂં થયું.

રાણી—તોહેમતદારને નજદીક આવવા દો, અને જેઓ તેણીની વિરૂધ પક્ષના હોય તેમને સવાલ પુછવાની તેણીને રજા આપો.

પાદશાહ—બરાબર છે. (એબનને) પેલું બાળક ક્યાંથી અને કેવી હાલતમાં મળી આવ્યું તે

વિશે ટોહોમતદારની સનમુખ જે કહેવું હોય તે કહો.

એબતે તરત પોતાની રીત પ્રમાણે કહી સં-ભળાવ્યું જ્યારે જુદીથે પોતાની નજર તેના ઉપર ફેંકી અને ધરમ પુસ્તકના એક નેક કલામની તેને યાદ આપી કે, 'તું ખોટી ગવાહી આપતો ના.'

તરત એબતનાં મોનો રંગ બદલાઈ ગયો. તેનો દેખાવ ગભરાત ભરેલો દેખાયો. તેની જીભ ટાળવાને વળગી ગઈ અને તેનાથી કાંઇ બોલાયુ નહિ. લોકો તેમજ ન્યાયાધીશોને તેના આ દેખાવથી અચરતી ઉત્પન થઇ. પાદરીઓ એકમેકને આંખ-ની ઇસારત કરવા લાગા જે કાંઈ મતલબ વનાની ન હતી.

જુદીથ—એબત સાહેબ, મેહેરબાની કરી આ ન્યાયાધીશોની સનમુખ જણાવો કે જ્યારે મારા બાપને કિલ્લામાં કેદ કરવામાં આવ્યા ત્યારે તમે તેમના પાસેથી—મારે સાચું કહેવાને અચકવું ન જોઇએ કે—નામદાર પોપના એલચી તથા એક ઇતાલીઅન પાદરી માટે પૈસાની એક મોટી રકમ માંગી હતી કે નહિ? અને કે જો તમને તે આપ-વામાં આવે તો તમે મને તથા મારા બાપને અત-રેથી અમારી દોલત સુધાં બહાર નહસાડી મુકવાને સોગંદ લીધા હતા કે નહિ? જે સાચું હોય તે કહો;

પણ યાદ રાખજો કે બંધે જેહાનના પેદા કરનાર દાદગર દાવર આપણી નજદીક હમેશ હોય છે.

પાદશાહ—કેમ, એબત, આ છોકરી સાચું બોલે છે કે?

એબત—હું એનો જવાબ આપનાર નથી. મારા વિશે કોઈ કુફર ટીકા કરે તેનો હું જવાબદાર થનાર નથી.

જુદીથ—તમે વળી મારા બાપને આમ કહયુ હતું કે જો તે પૈસાની રકમ તમને અમુક વખતમાં આપે નહિ તો કોઇ ખ્રીસ્તી બાળકના હાથે પગે ખીલા ભોકી મારી નાખવાનું બોતાનું તેને સર લગાડવામાં આવશે.

એબત—તદન ગલત છે અને—

બીશપ—સબર, હું દરબારની રજા સાથ પુછું છું કે જ્યારે તમારો એ નીષ્ટા ન હતી તો તે વેપારોને કિલ્લામાં કેદ શું કરવા તમે કરાવ્યો અને સીપાઇઓને ઉશકેરી તેને લગભગ મારી કાં નખાવ્યો? તથા તેમને વળી શિખવ્યું કાં કે કોઇ આગળ એ કરપીણ કામની વાત તેઓએ કરવી નહિ?

જુદીથ—જ્યારે રાજા સાહેબે મને જે કાંઇ કહેવું હોય તે બોલવાની છુટ મુકી છે ત્યારે એબત સાહેબ, તમને એક સવાલ પુછવાની હું હિંમત કરૂ

છું કે તમે મારા બાપ તરફ દુશ્મની શા માટે રાખી હતી; તેનાં કારણ તમે મારા બાવાને જણાવ્યાં ન હતાં કે તેણે લોકોમાં આશકારા કરી મુકયું કે લેદી હેલનની દોલત તમે તમારા વપરાસમાં લીધી અને કે કન્ફેસર (પાદરી) દગા ફટકાથી થાર થયો કારણ કે તમે તેનાથી બીહીતા હતા.

એબત—લીગેત, તમે પોપના એલચી તરીકે અહિં ઉભા રહીને એક જુઠા, ખુણી, અને દોજખી જીવડાને પરેહજગાર એબત ઉપર સુખનના અલાપ લઇ જવા દેવોચ?

એલચીએ સેહેજમાં જોઇ લીધું કે તુટી પડતા ખડકને વળગી રહેવામાં કાંઇ ફાયદો ભરેલું નથી, વાસ્તે તેને હવે જમીનદોસ્ત થવા દેવો જોઇએ.

એલચી—સાહેબો, ઇકાનોના પ્રચાર સાથ મને જે કાંઇ સંબંધ હતો તે માત્ર પાક જાત પોપે જે મને કામ સોંપ્યું હતું તેની બાબતમાં હતો, જે હવે હું છોડું છું અને એવી આશા રાખું છું કે લેદી હેલને પોતાને હસ્તક સોંપેલાં નાણાં એ પ્રાયરે પોતાના ઉપયોગમાં લીધાં છે તે આરોપથી પોતાને મોકળો કરવાના પુરાવા આપશે.

પાદશાહ—બરાબર, અને એ આરોપમાંથી એ છુટો થાય નહિ ત્યાં સુધી છોકરાને ખીલા ઠોકી

મારી નાંખવાની વાત માન્યામાં આવે નહિ.

પાદશાહ હેનરીનો ચુકાદો રાણીને, ઇસાબેલાને તથા તમામ દરબારને મનમાનતો લાગો. એબત હવે પોતાની વિરૂધ ગયલાઓ સાથ બચ્ચાં બાંધવા તથા તરેહવાર હીલ્લાબીલ્લાં કરવા લાગો.

એબત—ઇકાનોનો પ્રાયર, હં, એલચી. ઇકાનોનો પ્રાયર કોણ? યાદ રાખવું કે જ્યાં સુધી મને કરોલેન્દના એબત તરીકે બોલાવવામાં આવશે નહિ ત્યાં સુધી હું કોઇને કાંઇ જવાબ આપનાર નથી.

લીગેત—જ્યાંસુધી લાર્ડ હયુની આગળ તેની બેહેસ્તન હેલનનાં નાણાંનું શું કીધું તેનો ખાતરીપૂર્વક ખુલાસો આપશો નહિ ત્યાંસુધી તમે કરોલેન્દના મઠાધિપતી તરીકે ગણાશો નહિ.

એબત—વારે લીગેત, તમે એ ઉમરાવ માટે કેટલા બધા આતુર બન્યા છો! પણ તમને એ નાણા વિશેની ખબર આજે લાંબો વખત થયો પડી છે ત્યારે અત્યાર લગી ક્યાં સંતાઇ બેઠા હતા; અને પોપની મોહોર તથા ખરીતો મારા માટે કાં મેળવ્યાં હતાં?

એ સવાલનો જવાબ આપતાં કેટલાંક છુપાં કરતુકો ઉઘાડાં પડવાં જોઇએ માટે એલચીએ વાત

ઉડાવવા સવાલ કીધો કે, 'પેહેલાં લાદ' હયુ આગળ હેલનનાં નાણાંનો હિસાબ આપ.'

એબત—તેનો હું મનમાનતો ખોલાસો આપતે, પણ મારા દરજ્જાને અતરે ઘણું હીણું લાગુ છે માટે પાકનત પોપના હુકુમ શિવાય બીજા કોઇના હુકુમથી હું કાંઇ પણ ખોલાસો કરવાને દુરસ્ત ધારતો નથી. હું અતરે કોઇની પણ ધમકીથી દરી જઇ કાંઇ બોલનાર નથી, નહિ તો કે તમારી સર્વ રીતે પુરતી પતીજ કરી આપતે.

આ વખતે બીશપે પોતાની તથા શાહઝાદાની હજુરમાં નીમહકીમ એરોને, ફીલીપ હોડીવાલાએ, અને જેસ્તાએ જે કાંઇ જણાવ્યું હતું તે તમામ દરબાર હજુર કહી સંભળાવ્યું જ્યારે એબત બોલ્યો, 'પણ કન્ફેસર કયાં છે? તેની હાજરી વગર દરબારને કાંઇ કારણ નથી કે મારૂં અપમાન કરે? તેની હાજરી શિવાય—(કન્ફેસરને જોઇને) બાપરે—ઓ દયાળુ દેવ!—

પાદશાહ—કેમ, તારી નજરે શું જણાય છે?

એબતનો ગભરાતવાલો દેખાવ જોવાને સઘળા ન્યાયાધિશો (જદજો) ટીંગાઇને ડોકયાં કરવા લાગા. સાધુ બાવા ચાલતી વખત જે લાકડીનો ટેકાવ લેતા હતા તે લાકડી ફેંકી દઇ પાદશાહની સન-

મુખ તટાર ઉભા. રાણીને અચરતી જેવું કાંઇ ન હતું; કારણ ઇસાબેલાએ તેણીને આ દેખાવ માટે તઇયાર રાખી હતી. એબતને જરા પણ વિચાર ન હતો કે કન્ફેસર હઇયાત હોવો જોઇએ; તેની તો ખાતરીજ હતી કે તે મરણ પામ્યો હતો. તેને પોતાની સનમુખ ઉભેલો જોઇ તે સમજ્યો કે કન્ફેસરનું રૂહ તેની સનમુખ તેનું ખોટારૂં સાબેત કરવા આવી ઉભું હતું. આવો વિચાર આવતાં તે તરત જમીન ઉપર પટકાઇને ઉંધો પડયો. તેના સેવકોની મદદથી તે ઉઠયો અને પોતાની સામે ઉભેલા કન્ફેસર પાદરી તરફ ટગોટગ જોવા લાગો.

કન્ફેસર—દરબારની હજુર એરોન હકીમ, હોડીવાળા ફીલીપ, અને જેરતાની ઝુબાની જે બીશપ સાહેબે કહી સંભળાવી છે, તે બોલેબોલ ખરી છે એવું હું માનું છું. વધારે મારે એટલુંજ કહેવુ છે કે પેલાં ઝુપડાંમાંથી નાહાશી જઇ હું કીનારા પરનાં લોકોમાં જઇ રહયો, અને તેમને મારો તથા હયુ બાળકનો જીવ જોખમમાં હતા તે વિશે જણાવ્યું, જેથી તેઓ મને દરેક રીતે સહાય થયા, અને વળી તેટલામાં શેહેરે લીનકનનો (હરમીત) સાધુ મરણ પામ્યો જેથી તેની જગા ઉપર તેઓએ મારી નેમણુક કરી, અને મારા આ સોહાંગમાં મને સ-

હાય થયા. લીનકનનો હરમીત બન્યા પછી હયુ બાળકની સંભાળ વિશેની મારી કાળજી ઘણી વધી પડી અને તેથી મેં પાકજાત બીશપ સાહેબની મદદ માંગી કે એ બાબતમાં તે વચમાં પડે. ત્યારબાદ નાઇત હયુનું પાછું ફરવું અને બાળકનું ગેબ થવું બન્યું; અને ડહાપણ ખાતર તે બાળકનો નાશ કરનારને ઉંઘાડો પાડવાને આજની તક સુધી મને ખોટી રહેવું પડયું.

કન્ફેસરની ખાતરી હતી કે એબતે હયુ બાળકનો નાશ કરયો હતો, તેનાં કારણ એ હતાં કે, જ્યારે નાનો હયુ તેને મળવા જતો હતો ત્યારે તે યાહુદનની આગળ ગયા વગર રહેતો નહિ. તે બાળક તે યાહુદનને ચાહતો હતો અને તેણીએ તેને જે સારી સારી અક્કલની નેક બાબદો શિખવી હતી તે તે કન્ફેસરના પાસ જઇ બોલતો હતો.

આ તકે હયુએ પણ જણાવ્યું કે તેનો દીકરો જયારે તેને મલ્યો હતો, ત્યારે તેણે પણ તેને કહયું હતું કે જુદીથ તેના ઉપર ખરી મમતા દેખાડતી હતી.

એ સઘળાં ઉપરથી કન્ફેસરે અનુકુળ કીધુ કે તે ખુબરૂ બાળક એબતના હાથ ઉપર ખુહાર થયું છે, તેમાં કાંઇ શક નથી.

ઇસાબેલા—જરા કોઇ પેલો પાદરી જે પેલાં ખુણામાં ઉભો છે તેને અતરે બોલાવો, તે આપણને ખુલ્લું કરી જણાવશે કે તે નાનો ફીરેસ્તો કેમ મ- રણ પામ્યો.

તરત તેણીના કહયા મુજબ પાદરીને દરબાર હજુર હાજર કરવામાં આવ્યો.

પાદરી—મેહેરબાન પાદશાહ, એક દીવસ પ્રાયર સાહેબે મને પોતાના ઓરડામાં બોલાવ્યો અને કહયું કે, જ્યાંસુધી હું લીનકનના બીશપની બરોબરીઓ થાઉં ત્યાંસુધી મને ચેન પડનાર નથી. કાં તો તે પોતાની પદ્રી ઉપરથી ઉતરે કાં તો હું તે મોટી પદ્રી પામું.' આ વખતે લેદી હેલનનો કન્ફે- સર પાદરી પ્રાયરીમાં હતો, અને મને પ્રાયરે જ- ણાવ્યું કે તે થોડુંકમાં લાદ હયુના શોધમાં પેલે- સ્તાઇન જવાનો હતો. તેના જવા પછી પ્રાયરના દેખાવમાં મેં ફેરફાર દીઠો. એક રાતે સઘળા ઉંઘી ગયા પછી મેં પ્રાયરને ગેલરીમાં ફરતો દીઠો તેથી તે કાં જાગતો હશે તે જાણવા તેના આગળ ગયો; અને તેમ કરતાં તેના ઓરડામાં મેં એક સંદુક જ- મીન ઉપર ઉઘાડી પડેલી દીઠી. તે તમામ સોનાની અસરફી વગેરેથી ભરેલી હતી. તેણે જોયું કે મારી નજર તે સંદુક ઉપર પડી હતી જેથી હું ગભરાત-

માં પડયો, કારણ તેના હાથમાં મેં એક ખંજર દીઠું હતું. મેં તેને કરગરીને કહ્યું કે મને નુકસાન ન કરે; અને અલબત્તાં મારી અરજ મુજબ તેણે તરત ખંજર જમીન ઉપર ઉરાડી નાખ્યું. પછી તે બોલ્યો, 'ઇરીક, તું શું સમજે છે; આ દોલત જે મારા હાથમાં છે તેના આધારે હું મારી આવી હાલતમાંથી વધી કાં નહિ શકું અને પછી જ્યારે લાર્ડ હયુનો વારેસ મોટો થાય ત્યારે તે વ્યાજ સુધાં તમામ તેને હસ્તક કરવાને શકનીવાન કાં નહિ થાવું.' ત્યારબાદ થોડેક દિવસે તેણે મને એક કીંમતી નજરાણું તથા પત્ર આપી પોપના લીગેત પાસ મોકલ્યો અને તેજ મીસાલે એક બીજું નજરાણું તથા પત્ર આપી કેન્તરબરીના વડા ધરમગુરૂ પાસ મોકલ્યો. ત્યાર પછી તે કેટલેક દહાડે બંધેની મદદથી એબત બન્યો. એબત બન્યા પછી તેણે એક દિવસે મને જણાવ્યું કે હેલનની તમામ દોલત તેના હાથે ખરચાઇ ગઈ છે અને હવે નામોશીમાંથી બચવાને એકજ ચારો બાકી રહ્યો છે; જે આ છે કે, 'લાર્ડ હયુ મરવો જોઇએ.' મેં તેને એ વાતથી હાથ ઉઠાવવાને સમજાવ્યો પણ તે કાંઇ માને નહિ. એક સાંજરે યાહુદીઓના લત્તા તરફથી અમો જતા હતા, એવામાં એક નાઇત અમારી આગળથી પસાર થઇ ગયો જ્યારે એબતે તેની પુઠ છેક જોસી-

નસ વેપારીના બંગલા સુધી પકડી. તે તેની પછવા-
ડે બંગલા માંહે ગયો અને હું બહાર ઉભો રહયો.
થોડીકવારે તે પાછો ફરયો. મેં તેને પુછયું 'કેમ
શું કીધું?' જ્યારે તે બોલ્યો કાંઇજ નહિ; પણ
મારાં દિલમાં મને એક ખટરો લાગે છે કે આજે
નાના હયુને આ યાહુદી વેપારીના બંગલામાં દાખ-
લ થતાં દીઠો હતો, અને કે તેના જીવને હાણી પુ-
ગી છે. અતરે એક કુવો છે તેમાંથી જો તેની લાસ
નહિ મળી આવે તો મારૂં નામ એબત નહિ.' 'શું
કહોચ,' એટલું બોલતો હું તેના સાથ કુવા તરફ
ગયો અને અંદર નજર કરતાં કાંઇ કપડું મને જ-
ણાયું જેથી રેંટ મારફતે અમે તે છોકરાને બહાર
કાહ્યો જ્યારે તેના પગમાં બુત પેહેરેલાં મેં દીઠાં;
તેમજ તેના હાથ ઉપર મેં કાંઇ પણ જખમ યા
જબરદસ્તીની નીશાણુ દીઠી ન હતી.'

પાદશાહ--બસ, બસ; યાહુદન છુટી થઇ છે.

પાદશાહના ચુકાદાથી સઘળા લોકો ખુશી
થયા અને ટાળીના અવાજોથી તે ચુકાદાને વધાવી
લેવાયો.

પાદશાહ--એબત, તારા ઓહદાની વીટી
મને આપ.

એબત—પાક જાત પોપ શિવાય બીજો કાઇ
મને બરતરફ કરી શકશે નહિ.

હેનરીએ પોતાના હજુરીઆ લાર્દના કાનમાં કાંઇ કહ્યું. જેણે લશ્કરના એક સારજંત ઉપર પેગામ કહેવાડયો એટલે સીપાહોની એક ટોળી ઓરડામાં દાખલ થઇ જેના હાથમાં એબતે પોતાને સપડાયલો દીઠો. એકજ અવાજ આ તેના બુરા વખતે તેની તરફેન કરતો સંભળાયો જે કોઇનો નહિ, પણ પેલા ભળા ઓતેસ્ત બીશપનો હતો. તેની ઘણી મીનત ગુજારીથી પાદશાહે તેને છુટો મુકયો, પણ તેના આગળા પ્રાયરના ઓહ્દા ઉપર ઉતારયો.

કચેરી બરખાસ્ત થવા પછી પેલો નેક બીશપ પ્રાયરના ઘર ગયો જ્યારે પ્રાયરે પોતાની એબીના ઓહ્દાની વીટી મોટી ખુશી સાથ તેના હસ્તક કીધી અને પોતાની બાકીની જીંદગી પ્રાયસ્ચીત યાને પસ્તાવો કરવામાં ગુજારવાનો નક્કી વિચાર જણાવ્યો, જે સાંભળી બીશપ ઘણો ખુશી થયો.



## પ્રકરણ ૨૭ મું.

આણીગમ જયારે જુદીથની તપાસ ચાલતી હતી ત્યારે પેલીગમ લીઓની જોસીનસની આગળ તે વાતની તેને ખબર ન પડે એવી સંભાળ રાખી રહયો હતો; પણ એવું બન્યું કે જુદીથના છુટવાની ખબર ત્યાંના કેટલાક યાહુદી ખેડુતોમાં ચાલતી જો-

સીનસના કાન ઉપર અછડતી પડી, જેથી તે નજર ચુકાવી નદી કીનારે ગયો અને એક હોડીમાં બેસી પેલી પાર ઉતરયો. હોડીવાલાને આપવાને તેના પાસ પૈસા હતા નહિ માટે તેણે પોતાની પાઘડી જેમાં ત્રણ હીરા જડેલા હતા તે તેને આપી દીધી, જે અચરતી સાથ હોડીવાળાએ કબુલ રાખી. મેહેલ આગળ આવતાં તેને જુદીથ જેસ્તાના હાથ ઉપર ટેકવાઇને ચાલતાં જણાઇ. બાપ બેટી તરત એક મેકને બાઝી પડયાં. કેટલીક વાર લગી ચુપકીદી પં-થરાઇ, પણ ઓચીંતી ખુશાળીનું છેવટ જોસીનસ વેપારીના બાબમાં ઘણું નાશકારક નીપજયું. દીકરી બેભાન હાલતમાં અને બાપ તદન આવી રહેલો. હયું તેમજ જેસ્તાએ તેમને માટે જોઇતી માવઝત કીધી. જ્યારે ઇસાબેલ્લાએ પોતે આવી પોતાના ભા-ઇના ખીદમતગારોને બોલાવી તથા પાલખીઓ મંગાવી બંધેને પોતાના ભાઇના મેહેલમાં લઇ ગઇ, જ્યાં જુદીથ કેટલીક વારે હુશિયાર થઇ. જોસીન-સનાં મરણની ખબર યાહુદી લોકોમાં પંથરાતાંજ તેઓ તેનાં મુડદાંને યાહુદીઓની રસમ મુજબની ક્રિયા કરી દફનાવાને દેવલમાં લઇ ગયાં. ક્રિયા પુરી થવા પછી ઘસાએલા જુદીથને પોતાના મેહેલમાં પાછી લઇ ગઈ, જ્યાં જેસ્તા તથા હયુ કોઇ કોઇ વખત તેણીને મળવા જતા હતા.

એમ કરતાં વરશ એક નીકળી ગયું, જ્યારે જેસ્તા એક દીવસ હયુને લઇ પાદશાહ હેનરી નજદીક ગયો અને અરજ કરવામાં લાગ્યો કે, જે શેહેરો તથા કીલ્લાની માલેકી તે પામ્યો હતો, તે હયુના ઉપર ઇનાયત કરવામાં આવે.

પાદશાહ—શું આવી મારી બક્ષીશના તરફ નાપસંદગી દેખાડવામાં આવે?

જેસ્તા—નહિ, જાંહાંપનાહ, પણ મને એ કરતાં વધારે ચઢતું માન પાદશાહ તરફથી મેળવવાની ઇચ્છા થઇ છે. સ્કાતલેન્દની સરહદે જે બખેડો ઉઠયો છે તે બેસાડી નાંખવાને જે ચઢાઇ શાહઝાદા એદવર્દ સાથે જાય છે, તેમાં એક સીપાહ તરીકેનું નામ કાઢી વધારે મોટી કીર્તિ મેળવવાને મને તમો નામદાર તક આપશો.

પાદશાહે તેની મરજી મુઆફેક હયુને લીનકનનો અમીર બનાવ્યો, જયાર બાદ તેઓ જુદીથને મળવા ગયા. કોઇ પણ રીતે જુદીથ સુખ જોય, એવી જેસ્તાના દિલની ઉમેદ હતી. તે સારીપેઠે જાણતો હતો કે જુદીથનાં અને તેનાં રૂપમાં મોટો ફરક હતો. એક ખુબસુરતીની દેવી અને બીજી બેડોળ મૂર્તી. વળી તે એટલું પણ જાણતો હતો કે જુદીથનું દિલ હયુના ઉપર બળતું હતું; પણ તે,

ણીએ પોતા ઉપર થયલા ઉપકારના બદલામાં ફર-જને લીધે લાચારીએ પોતાને અણુગમા સાથ પરણુવાને કબુલાત આપી હતી. એવું છતાં તે જો તેણીના સાથ પોતાની સેહાદી કરે તો તેથી જુદીથ સુખી નીવડે નહિ, માટે તેણે એવો મોટાં મનનો ઠરાવ કરયો કે જુદીથનો દસ્ત હયુના હાથમાં મુકવો, અને પછી લડાઇમાં કીર્તી મેળવવા જવું. જુદીથને સુખી કરવાના હેતુથી તેણે હયુને પોતાનું અમીરી પદ અપાવ્યું.

તેઓ ઇસાએલાના મેહેલ તરફ ગયા, જયાંના બાગ આગળના એક ઓરડામાં જુદીથને પોતાની સાહેલી સાથ બેઠેલી દીઠી. તેઓ કોઇ જોય નહિ તેમ બાગમાં જુદીથનો ચેહેરો નેહાલતા ઉભા; એટલામાં સાહેલી ઓરડામાંથી બહાર ગઇ, જયારે જુદીથે પોતાની છાતીએથી એક કાગળ કાઢયો, જેનાં એક પડમાંથી કાળા ભમર જેવા વાળનું ગુંચડું કાઢી તેને પોતાની આંખમાં દાબી પાછું તે તેજ પડમાં મુકયું, તે તેના બાપનાં માથાં ઉપરથી કાપી લીધેલું હતું. ત્યાર પછી બીજા પડમાંથી એક સોનેરી રંગનું બીજું ગુચડું કાઢયું જે ઉપર ચુંમી લઇ પાછું પડમાં મુકયું. તે નાના હયુના વાળ હતા.

એક ત્રીજાં પડમાંથી એક ફુલ કાઢી તેણીએ પોતા-ની છાતી સાથ દાબ્યું અને અને વારંવાર ચુમીને પાછું જગાએ મુકયું. આ છેલ્લું પોતાના બાપને દફનાવી જુદીથ લાર્દ હયુથી છુટી પડી તે વેળાએ તેણે તેણીને બાગમાંથી પોતાના હાથે તોડી આપ્યું હતું. જેની જેસ્તાને ખબર હતી. તે ફુલને ચુમતાં જોઇ જેસ્તા હયુને બહાર થોભાવી જુદીથ આગળ ગયો. તેને જોતાંજ જુદીથનો ગોલાબી રંગ ઝર્દ મારી ગયો જેનું કારણ સમજી લેવામાં જેસ્તાને વિલંબ લાગો નહિ. તેણી એવું સમજી કે જેસ્તા તેણીએ આપેલી કબુલાત પાર પાડવાને તેણીને અ-રજ કરવા આવ્યો હતો.

જેસ્તા—જુદીથ, હું વધારે કીર્તિ ભરેલું માન ખાતવાના હેતુથી શાહઝાદા એદવર્દ સાથ સ્કાતલેન્દની સરહદ તરફ લડાઇમાં જાવું છું; વાસ્તે—

જુદીથ—હા, પણ હું પેહેલાંની માફક મક્કમ વિચારની હાલ નથી. તોપણ, સબર, મારા બાપ ત-રફની તારી કદરદાની ભરેલી લાગણી તથા વફાદા-રીના બદલામાં મારૂં જીગર તારાં સાથ જોડવાને હાલ હું તઇયાર છું.

જે—શું કહો છો!

જુ—ખરી વાત છે કે એક વખત તમારી વૈરી થઇ કે હું તમને સદા ચાહાતી રહીશ.

જે—પણ જે સાથ તમોએ એક વખત ખરાં હેતથી દિલ બાંધેલું તેને કેમ તમે ભુલી શકશો.

જુ—તે હું આસ્તે આસ્તે કરી શકીશ.

જે—પણ નહિ, હું એવું માંગું છું કે તમે સુખ જોવો, એટલા માટે લીનકનના અમીર સાથ તમારી સેહાદી કરો કે જેથી હું નચીંત જીગરે મારા મુસાફરી ઉપર જાવું.

જુ—જ્યારે તમે મને મારા વચનનાં બંધાનમાંથી મોકલી કરવા માંગો છો ત્યારે તો હું કુમારી જીંદગી ગુજારવાને ખુશી છું.

જે—નહિ, હું તેમ કરવા દઇશ નહિ. તેમ કરતાં તમે ઝુરીને માર્ગ લાગશો, વાસ્તે જો તમે હયુ સાથ પરણુશો નહિ તો મારી સાથ લગન કરી તમારો કોલ પાર પાડવાને હું તમને ઓહૈસ કરશ.

આ વખતે તેણે હયુને અંદર બોલાવ્યો.

જેસ્તા—મારા લાર્ડ હયુ મારી ગોઠવણ પ્રમાણે જુદીથ કરવાને ખુશી નથી, વાસ્તે કર્નફેઅર અતરે આવી લાગે તે અગાઉ તમારે જુદીથ આગળ મારા કરતાં વધારે અસરકારક રીતે અરજ

કરો તો ઠીક; નહિ તો હું પોતે તેણી સાથ સેહાદી કરીશ.

એટલું બોલી જેસ્તા બાગમાં ગયો, અને થોડીક વારમાં તે જોય શું કે બંધે તેના તરફ આ-વતાં હતાં. એકની નજરમાં સંતોષની નીશાણી અને બીજાનો હસ્તો મુખડો. થોડીક વારે કનફેસર આવી લાગો જેથી ઇસાએલાની નજર આગળ બંધેના નેકાહ બંધાયા, અને લગનની મેજબાની ચાલી; જ્યાર બાદ જેસ્તા બંધેને મળી ભેટી ત્યાંથી ની-કળી ગયો.



## પ્રકરણ ૨૮ મું.

કેટલાંક વરસ વહી ગયા બાદ એક અમીર પોતાના ૫૦ સવારના રસાલા સાથ જોસીનસની કબર આગળ ઉતરયો. ત્યાં તેને કોઇનો રડવાનો અવાજ સાંભળ્યો જેથી તેની ગમ નજર કરતાં તે જોય શું કે જુદીથ એક સફેદ લેબાસમાં રૂદન કર-તી કબર આગળ પડેલી હતી.

જેસ્તા—અરે એ તો જુદીથ છે!

જુદીથ પોતાનું નામ સાંભળતાં તરત ઉઠી. તેણીએ પોતાની બચગીના સાથીને તરત પીછાણ્યો.

તેણીનો દેખાવ તદન ફેરવાઈ ગયલો હતો.

જેસ્તા—જુદીથ, આ તારા શા હાલ ?

જુ—હું મારો પ્રાણ છોડું તે આગમચ તને મળવાની ઉમેદવાર હતી. હવે હું તારા હાથમાં મરણ પામું છું.

જે—શું હયુના હાથમાં તું દુખી થઇ આવી હાલતે પુગી.

જુ--બસ, જેસ્તા, મને કાંઇ વધુ પુછ ના ! તેને કાંઇ બદનામી આપતો ના. વાંક મારો પોતાનો છે. મેં ખરીસ્તી ધરમનો કેથોલીક પંઠ કબુલ કરયો નહિ. અને તેટલા માટે તેના ઉપર આફત આવી પડી. પાદશાહ તથા લીનકનના નવા બીશપે મને તલાક આપવાને તેના ઉપર દબાણુ ચલાવ્યુ; પણુ તેણે તેમ કરવાને સાફ ના પાડયું જ્યારે દેવળના કોપ અને શ્રાપ—

જે—થી તે બીધો અને તને તલાક આપવાને કબુલ થયો ? રે નીચ જીવડા !

જુ--આજે બરાબર એક મહીનો થયો તે પેલેસ્તાઇન તરફ નીકળી ગયો છે. અરે ઓ મારા વહાલા બાપ, આ તમારી દુખી બેટીને તમારો આ-

જુમાં પડવા દો! કારણ હવે હું આ દુન્યાથી તદન કંટાળી ગઇ છું.

જો—રે નીચ કુતરા! આ તું શું કરી ગયો? જુદીથ, જુદીથ, આ જીગર એવું છે કે જે તને કદી વીલી મુકતે નહિ. અરે, આ કેવો અંત! વહાલા ફરેસ્તા, આ વફાદાર જીગરમાં તું મુકામ કર. આવ, અને શાંત થા.

જુદીથે પોતાના નાજુક હાથ તેની ગરદન પર નાખ્યા, અને મોહોબતના કાંઇક શબ્દ ભાગા તુટા ઓચરી પોતાનો પ્રાણ એક નીસાસા સાથ છોડયો.

